# વિષયાનુક્રમણિકા.

## પૂર્વ વિભાગ.

—:o:—

| | | | |
|---|---|---|---|
| ૯૧ | ૧૧ | આનંદ | આનંદમાં |
| ૯૨ | ૧૫ | તત્થી | નત્થિ |
| ૯૫ | ૧૩ | દીપ્યમાન | દેદીપ્યમાન |
| ૯૬ | ૧૩ | સિદ્ધિ | ગિદ્ધિ |
| ૯૬ | ૨૨ | ગે ઇચ્છા રોવે | કે ઇચ્છા ગેવે |
| ૯૭ | ૨૨ | વિદઃ | વિદુઃ |
| ૯૮ | ૧૭ | સ્વજ્ઞાન | તત્ત્વજ્ઞાન |
| ૧૦૦ | ૩ | ક્ષયક શ્રેણી | ક્ષપક્શ્રેણી |
| ,, | ૭ | સ્વરૂપને | સ્વભાવને |
| ,, | ૧૮ | રજ્યચંદ્ર | રાજ્યચંદ્ર |
| ,, | ૧૯ | જીવનદર્શનનાં | ૦ |
| ૧૦૨ | ૧૦ | પણ | પરંતુ |
| ૧૦૩ | ૩ | કાહે | કહિ |
| ૧૦૪ | ૧ | ઉપગોગ | ઉપયોગની |
| ,, | ૨૪ | ત્રણ | ત્રણ |
| ૧૦૫ | ૨૧ | અનંતમય | અનન્યમય |
| ૧૦૯ | ૧૪ | અનંતપણા | અનંતપણું |
| ૧૧૧ | ૭ | યતોવાનો | યતોવાચો |
| ,, | ૧૪ | વચનની | વચનથી |
| ૧૧૨ | ૩ | અનુભવવનાં | અનુભવવાનાં |
| ૧૧૩ | ૧૬ | સર્વજ્ઞ | સર્વજ્ઞે |
| ૧૧૬ | ૧૭ | સમાજ અને | ૦ |
| ૧૧૭ | ૮ | કમરાઇ | |
| ૧૨૪ | [illegible] | [illegible] | |

# અર્પણપત્રિકા.

---

પરમ કલ્યાણકારી, સન્માર્ગદ્યોતક, સ્વાત્મજીવન-ઉદ્ધારક, પરમકૃપાળુ મહાત્મા ગુરૂદેવ! શ્રી શુભમુનિજી મહારાજ!

બહિરાત્મવૃત્તિ, ગચ્છમતસંપ્રદાયની મોહજાળ, કર્મઆવરણ અને વાસનામકત જીવનમાંથી મુક્ત કરનાર, વિચાર, વિવેક, અને વિજ્ઞાન શૂન્ય બાહ્યક્રિયાની જડતાના પાશમાંથી છોડાવનાર, સ્વચ્છંદ, પ્રતિબંધ, મતાગ્રહ અને સંકોચિત જીવનની અધમતાને નાશ કરી સત્ક્રિયા, સદ્વિચાર તથા વિવેકપૂર્વક વિજ્ઞાન સ્વરૂપ સન્માર્ગ સન્મુખ કરનાર, પૂર્વસંસ્કાર, મુમુક્ષુતા, સદ્ભક્તિ, અંતરત્યાગ અને પરમાર્થ વૈરાગ્યના વાસ્તવ્ય સ્વરૂપને સમજાવી પ્રગટ કરનાર, સદ્ગુરૂ સદેવ અને સદ્ધર્મની યથાર્થ ઓળખણ માટે અંતર્દ્રષ્ટિ જાગ્રત કરાવનાર દુરાગ્રહ અને ક્રિયાસકતથી મલીન થએલા આ અધમાત્માને કૃપા પ્રસાદિથી વિશુદ્ધ કરનાર, જીવનોદ્ધારક, અનંત કૃપાસિંધુ, પરમ કૃપાલુ, આધ્યુપકારી ગુરૂદેવ! આપે મારા ઉપર કૃપા કરી સચ્ચિદા-નંદસ્વરૂપ પરમ હિતસ્વી અધ્યાત્મમાર્ગ દર્શાવી, અગણીત અસીમ અનંત ઉપકાર કર્યો છે, જેનો પ્રત્યુપકાર કરવા આ બાલક આ ભવે તો શું પણ અનંત ભવે એ અશક્ય છે. એક જ્ઞાની મહાત્મા પણ લખે છે કે—

સમકિતદાયક ગુરૂતણો પ્રત્યુપકાર ન થાય;
ભવ કોડાકોડી લગે, કરતાં કોટ ઉપાય.

પરંતુ આપશ્રીના તે પરમ કલ્યાણકારી સદુપકારની અવિચ્છિન્નપણે સ્મૃતિ-આચરણ આ ગરગૃહિકર બાલકના હૃદયમાં પરિણમી, હૃદય વિશુદ્ધ કરી જીવનની સફળતા કરવા સંપૂર્ણ ભાગ્યશાળી તથા શક્તિમાન કેમ કેમ થાઉં, એ હેતુએ પરમતત્ત્વજ્ઞાન સ્વરૂપ ભગવન્, આ લઘુપુસ્તક આપની દિવ્યજ્યોતિમય દૃષ્ટિ સમક્ષ સમર્પણ કરી, સદ્ભાગ્યશાળી બનું છું-વિરમું છું. ॐ શાન્તિ

લી૦ આપનો સદાંકિત
સંતચરણોપાસક મુનિજય.

મૌન એકાદશી-ગુરુવાર ( જન્મદિવસ )
શુભસ્થળ કારાગૃહનિવાસ—સાબરમતી.

# પ્રસ્તાવના.

શ્રીમાન્ રાજચંદ્રજી પ્રણીત "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?" એ પદ ઉપર વિવેચન લખવાનો વિચાર ૩-૪ વર્ષ થયાં મને ઉદ્‌ભવ્યો હતો પણ એ પરમરહસ્ય ગંભીર આધ્યાત્મિક પદ ઉપર વિવેચન કરવું અતિગહન, હોઇ વિવેચન કરતાં પદનું સંપૂર્ણ વાસ્તવ્યસ્વરૂપ પ્રગટ થવું તો અતિ અતિઅશક્ય છે, પણ તે પરમતત્ત્વજ્ઞાનમય અલૌકિક પદના ભાવની સામાન્ય પણ યથાર્થ રેખા દર્શાવાશે કે કેમ? એ વિચારણા અને શંકામાં ૨-૪ વર્ષો વ્યતીત થયાં; છેવટે भावना सदृशी सिद्धिः એ સદ્વાક્યાનુસારે ૩-૪ વર્ષની એકત્રીત થએલી દઢ અને પ્રબલભાવના સફલ થવાને સુભાગ્યોદયે અલભ્ય તક મળી. ૩૬ મુ હિંદી મહાસભાનું અધિવેશન અમદાવાદમાં ભરાયાં (કોંગ્રેસ) પછી દેશોદ્ધારક **મહાત્મા ગાંધીજી**ના સદુપદેશ તથા પ્રેરણાથી દેશસેવા એ પણ મારા જેવા સામાન્ય મનુષ્યને માટે એક ધર્મ છે એમ સમજતા દેશ સેવામાં જીવન સમર્પણ કરી ખેડાજીલ્લાના **બોરસદ** તાલુકામા અહિંસાત્મક અસહકારના વિચારોનો પ્રચાર કરતો હતો. તા. ૨૧-૩-૨૨ ના દિવસે ખેડા જીલ્લાના પ્રમુખ શ્રીયત્ અબ્બાસ **તૈયબજીના** સાથે જીલ્લાનાં દારૂનાં પીઠાંનું લીલામ અટકાવવા, ખેડા શહેરમાં આવ્યા અને ત્યાં એક ગંજાવર સભામાં અહિંસાત્મક અસહકાર વિષે ભાષણ આપેલ, તેથી તથા તે પહેલાં બીજાં કેટલાંક ભાષણો બોરસદ તાલુકામાં તથા **સુરત-ભરૂચ** વગેરે સ્થળોમાં આપતાં રચનાત્મક કાર્યની જનસમાજ ઉપર અસર તથા જાગૃતિ સારી રીતે થતી જોઇ, જીલ્લાઓના કલેક્ટર વગેરે અમલદારોની કૃપા થવાથી, તા. ૨૩-૩-૨૨ ના રાતના ૧૦ વાગે ખેડાપાસે **માતરમાં** ભાષણ આપતાં ત્રણ ફોજદારે આવી મને પકડયો

અને એ઼રાજેલમાં મને લાવ્યા, અને તા. ૨૪-૩-૨૨ ના આ-સિસ્ટન કલેક્ટરની પાસે જેલની કોર્ટમાં ૧૦ વાગે કેસ ચાલ્યો.

અદાલતોમાં ચાલે છે તેવી ફારસની વિધિઓ કર્યા પછી સાંજના ૪ વાગે કેસ ખતમ થતાં ૧ વર્ષ સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા થઇ. તા. ૨૫-૩-૨૨ ના પો. સુ. ની મંડલી સાથે એઇથી ટ્રેનમા બેસી, અમદાવાદ સાબરમતી સ્ટેશને ઉતરી દિવસના ૧૨ વાગે જીવનવિકાશના ઉત્તમ સાધનભૂત સાબ્રમતી સેંટ્રલ જેલરૂપી તીર્થવાસમાં પ્રવેશ કર્યો.

૧૮ વર્ષના ધર્મગુરૂના જીવનમા અનુભવેલી સ્વતંત્રતા અને સત્તાને લઇ જેલમા આવ્યા પછી, ૨-૪ દિવસ તો જેલના પરા-ધીનવાસ અને પરતંત્રતાની પરિસ્થિતિ જોતાં, વિચિત્ર અને મનને કાઇક નબળુ બનાવનાર વિચારોમાં પસાર થયા. પણ પછી તો સદવાસ અભ્યાસ અને તાલીમને લઇને બાહ્ય રીતે લાગતું પરાધીન જીવન પણ અંતરમાં તો ધીમે ધીમે આનંદરૂપ બન્યું.

જેલની પરાધીનતા, ખોરાકની પ્રતિકૂળતા અને જેલના અમ-લદારોના વિચિત્ર સ્વભાવને લઇ, શરૂઆતમાં જેલ એક વખત તો ભયંકર સ્થાન વા નરક સમાન મને લાગી. પણ મહાત્માજીનો જેલ સંબંધીનો જે બોધ છે કે વિચારશીલ, આત્માર્થી અને દેશપ્રેમીને જેલ પણ સ્વર્ગ સમાન અનુભવાય છે; શાંતિ, ધૈર્ય, તપ, સંયમ, દ્દઢતા, નિર્ભયતા અને સહિનાના આંતરીક પદાર્થ પાઠો શિખવા અનુભવવાનું એ અત્યુત્તમ આદર્શ સ્થળ વા સાધન છે; એ વાત દૃષ્ટિ સન્મુખ રાખતાં ધીમે ધીમે જેલથી ટેવાયો.

જેલનું કામ બે ચાર કલાકમાં સમાપ્ત થયા પછી, બાકીના સમયમાં નીતિ, જ્ઞાન, ઇતિહાસ, ધર્મ અને અધ્યાત્મનાં પુસ્તકોનું વાંચન મનન કરતાં, તેમજ દેશસેવકોના સંસર્ગથી દેશની પરિસ્થતિ,

કર્તવ્ય અને સ્વાતંત્ર્ય સંબંધી હૃદયવિદારક સંવાદ કરતાં, શાંતિ, ઉત્સાહ અને આનંદપૂર્વક સમય નિર્ગમન કરવાનું શીખ્યો, અને તે પુનિત સમયે પરમકૃપાળુદેવ શ્રીમાન્ **રાજચંદ્રજી** પ્રણીતઃ **શ્રીમાન રાજચંદ્ર** નામક પુસ્તકનું અધ્યયન કરતાં અને સાંજે ૭ વાગે જેલ બંધ થયા પછી છથી નવ, તથા સવારે ૩ થી ૬ વાગ્યા સુધી નિવૃત્તિદાયક શાંતિમય સમયમાં શ્રીમદ્‌ના પુસ્તક તથા જીવન સંબંધી વિચાર કરતાં ભારતના આ આદર્શ સંત શ્રીમાન્ રાજચંદ્રજીનું આધ્યાત્મિક જીવન એ વિષય ઉપર એક વિશાળ પુસ્તક લખવાની ભાવના ઉદ્‌ભવી હતી, પણ કમનસીબે ધાર્મિક પુસ્તક લખવામાં જોઇતાં લેખન સાધનો માટે, **પુના** જેલ ઇન્સ્પેક્ટર જનરલને લખતાં તેમની મંજુરી ન મળવાથી, લેખન સાધનોના અભાવે, તથા શ્રીમદ્‌નો જીવન પરિચય લખવામાં અનેક સાહિત્યોની તથા શ્રીમાન્‌ના પ્રત્યક્ષ પરિચયમાં આવેલા અનેક સન્મિત્રોને મળવાની આવશ્યકતા હોઇ તે પણ જેલના પ્રતિબંધનોને લઇ મેળાપની સાનુકૂળતા ન હોવાથી, એઓશ્રીના પરિચય જીવન લખવાની ભાવનાને ઉપશાંત કરવી પડી, પરંતુ ઘણા વર્ષોની મંગલિત થએલી **અપૂર્વ અવસર એ પદ ઉપર** વિવેચન લખવાની ભાવના ફલદાયી કરવા આ સ્થૂલદેહના જન્મ તીથિને દિવસે લખવાનો પ્રારંભ કર્યો.

પદ ઉપર વિવેચન લખવાનું કાર્ય અતિ ગહન છતાં, એ કાર્ય એ પરમકૃપાલુની હૃદયકૃપાથી સફળ થશેજ. એવી દૃઢ શ્રદ્ધાથી આ પુસ્તક લખવાનું કાર્ય આદર્યું છે. આ પદ જોકે ગુજરાતી ભાષામાં લખાયું છે, અને તેથી શબ્દાર્થની સરળતા બહુ દેખાશે, પણ તે પદમાં જૈનદર્શનનો આદર્શ માર્ગ દર્શાવ્યો હોવાથી, જીજ્ઞાસુ દશાથી લઇ પરમપદ-મોક્ષ-ની પ્રાપ્તિ સુધીનો અદ્‌ભૂત અને પરમ તત્ત્વ-રહસ્યમય ગુણસ્થાનક ક્રમારોહણ હોવાથી તથા આધ્યાત્મિક માર્ગના

અતિ ગૂઢ તત્ત્વો અને અલૌકિક રહસ્યોથી ભરપૂર હોવાથી, તે પદનો વાસ્તવિક રહસ્યાર્થ દર્શાવવાને તો મહાન્ યોગી આનંદઘનજી મહારાજ જણાવે છે તેમ "અવધુ સો જોગી ગુરુ મેરા, ઇનપદકા કરે રે નિવેરાની" માફક અસાધારણ જ્ઞાની હોય તેજ દર્શાવી શકે તેમ છે મહાન્ વિદ્વાનો પણ તે પદનો અંતર રહસ્ય સમજતા, વિચારમુગ્ધ થાય તેમ છે તો પછી મારા જેવા અલ્પજ્ઞ બાળક તે પદ ઉપર વિવેચન લખવા હોંશ ધરાવે, એ તો નહિ ન્યાય કે વ્યાકરણ વિશારદના અભ્યાસમાં ચાલતા ગ્રંથોનું વિવેચન કરવાનું બાળપોથી ભણનાર બાળક વિદ્યાર્થી મહત્ત્વાકાંક્ષા રાખે તેવું છે. તો પણ મહત્કાર્ય સાધવા યથાશક્તિએ પ્રયત્નશીલ બનવું એ ઉન્નતિનું કારણ છે એ મહાવાક્યની પૂર્તિથી મેં કામ શરૂ કર્યું આ પદ ઉપર વિવેચન કરવાથી જનસમાજમાં આત્માર્થી જીવોને થોડો વા ઘણો લાભ થાશે, પણ તે વિવેચન ભિન્ન ભિન્ન વિદ્વાનોની દૃષ્ટિએ જતા કયા કયા ક્ષતિઓ રહેલી છે, તે જણાવશો અને તે ક્ષતિઓને દૂર કરી યથાર્થ રહસ્ય સમજવાનો–અનુભવવાના અપૂર્વ લાભ મળશે એમ જાણી આ ગહન પદ ઉપર વિવેચન કરવાની હિંમત કરી છે.

શ્રીમાન્ રાજચંદ્ર એ ભારતના આદર્શ સાધુ હતા. ગૃહસ્થ છતા પરમયોગી હતા, સંસારી છતા વિદેહી હતા અને જૈનદર્શનના પુનરુદ્ધારક હતા, સૂર્ય ઉપર વાદળની છાયા ચઢી આવવાથી પ્રચંડ તેજ મંદતા વશ થાય છે, પરંતુ વાયુના પ્રબળ જોરથી તે

થઇ રહ્યું હતું અહિંસાપરમો ધર્મઃ એ મહાન્ મૂત્રથી વિખ્યાત હતું જેની સેવા, ભક્તિ, ઉપાસનાથી અસંખ્ય જીજ્ઞાસુ જીવાત્માઓ અનંત ભવાટવીના પર્યટનથી, અને અનંત કર્માવરણોથી મુક્ત થઇ, અનંત જ્ઞાન સ્વરૂપ અવિનાશી પદને પામવા પરમભાગ્યશાળી બનતા હતા, બને છે અને બનશે, તેજ પરમ હિતસ્વી પુનિત જૈનદર્શન આજે જૈનસમાજના શૈથિલ્ય અજ્ઞાન આદિ નબળાઇઓ આવવાથી (જૈન-દર્શનનો) પ્રકાશ, તથા શક્તિ શૂન્યવત્ જણાયાથી, પવિત્ર જૈનદર્શન અને અહિંસા પરમોધર્મઃ એ મહાન્ સૂત્ર આજે દેશોન્નતિના પ્રબલ પ્રવાહમાં તણાતા જન સમાજને ઘણા પાત્ર દેખાય છે, એ કેટ લી ખેદકારક સ્થિતિ છે! અરે એટલુજ નહીં, પણ તે મોક્ષપ્રદાયી જૈનદર્શન ઉપર દેશનેતા શ્રીયુત લાલાજી, અને સમાજઉદ્ધારક સ્વામી દયાનંદજી મહારાજની હાસ્યજનક ટીકાઓ થતી દેખાય.

૫-૭ વર્ષ ઉપર એક લેખમાં શ્રીયુત લાલાજીએ લખ્યું હતું કે ક્ષાત્ર તેજની ક્ષતી થવાના અનેક કારણોમાં જૈનદર્શનનું અહિંસા પરમોધર્મઃ એ સૂત્ર પણ એક કારણ છે; આ ભ્રમાત્મક ટીકાનો જૈનધર્મ ગુરૂઓ વા ઉપદેશઓ તરફથી યથાર્થ હેતુપૂર્વક લાલાજીનું અંતઃકરણ ભૂલ સ્વીકાર કરી દો મુક્ત થાય એવી જરાપણકોશીષ થઇ નથી પરંતુ પુનિત જૈનદર્શનની પ્રભાવિક શક્તિની પ્રભાના પ્રભાવે તથા સત્યાર્થીઓના સદ્ભાગ્યે અન્યોક્તિરૂપે પણ શ્રીયુત લાલાજીની ટીકાઓની ભૂલોનો નાશ થવાનો અત્યુત્તમ સમય સંપ્રાપ્ત થયો છે.

એથી ભિન્ન પડેલાં, હિંદુ મુસલમાનોનાં હૃદયોને પ્રેમ સૂત્રથી સાંધી 'અહિંસા પરમોધર્મ' એ સૂત્રથી આત્માની તો ઉન્નતિ છે, પણ દેશની ઉન્નતિ પણ એજ અહિંસાત્મકભાવથી થવાની છે, એમ ભારતના દરેક ભાગમાં, તે પરમસૂત્રના પ્રવાહને પ્રસરાવનાર, મહાત્મા ગાંધીજીએ અહિંસાત્મક અસહકારની ધ્વનીથી, સેંકડો વર્ષોની પરાધીનતામાં રહેલી ભારતની આર્યપ્રજાને પ્રમાદ નિંદ્રામાંથી જાગૃત કરી, તે વિશાળ અને મહાન્ સૂત્રનું સત્ય તથા મહત્તા દર્શાવી છે.

સમાજ ઉદ્ધારક **સ્વામી દયાનંદજીએ** પોતાના 'સત્યાર્થ-પ્રકાશ' નામક પુસ્તકમાં કેટલેક સ્થળે આશય સમજ્યા વિના જૈન દર્શન ઉપર અસભ્ય પ્રહારો કર્યા છે. તેમણે જ્યારે મતપંથોની જાળોને દૂર કરવા ખંડનાત્મક શૈલીથી પ્રવૃત્તિ કરેલ તે વખતે જૈનદર્શનના વિદ્વાન ધર્મગુરુઓનું કર્તવ્ય હતું કે, જૈન ધર્મના મહાન્ ગ્રંથો તથા વિશાળ ગ્રંથો બતાવી, જૈન દર્શન એ સંપ્રદાય નથી—સંકુચિત મત નથી, અનુચિત ધર્મ નથી, પણ પરમકલ્યાણકારી સન્માર્ગ આપનાર પરમોત્કૃષ્ટ ધર્મ છે એમ સિદ્ધ કરી દેખાડવું જોઈતું હતું.

જૈનદર્શનના ઉપલક જ્ઞાનના યોગે સ્વામિજીએ તેના ઉપર અનુચિત અને અક્ષમ્ય પ્રહારો કર્યા છે. ખંડનાત્મક પ્રવૃત્તિના વેગમા એક મહાન્ દર્શન ઉપર અયોગ્ય આક્ષેપો કર્યા છે, જૈનસમાજની આધુનિક શિક્ષિત વિચારશીલ વિદ્વાનોને તેના પવિત્ર દર્શનનું માહાત્મ્ય ન જણાય તેવી થઈ ગઈ છે, તે સુધારવા અર્થાત્ જૈનદર્શન ઉપર ચડી ગયેલ આવરણ વા તિમિર પટલોને એમની **શ્રીમાન્ રાજચંદ્રજીએ** પોતાના સદ્બોધ અને પરમ જ્ઞાનરૂપી વાયુના પ્રચંડ જોરથી નાશ કરી, જનસમાજની આગળ જૈનદર્શનની મહાન્ આ-

દર્શાતા સિદ્ધ કરી છે, એ જૈનદર્શનના પાઠકો અને જનસમાજનાં સદ્ભાગ્ય છે. **શ્રીમાને** વિચારશૂન્ય શુષ્ક ક્રિયાસક્ત જૈનસમાજમાં કેવો અપૂર્વ સન્માર્ગ દર્શાવી, જૈનદર્શનનો સંજીવનભાવ પુનરૂદ્ધાર કર્યો છે, તે આ પદના વિવેચનથી વિચારશીલ, નિષ્પક્ષપાતી, સત્યશોધક જીજ્ઞાસુ વાચકવર્ગને સુગમતાથી સમજાય તેમ છે, અને તેમ આ વાત લેખક સમજાવી શકે તો તે તેના પ્રયાસની સફલતા, ભાગ્યની મહત્તા, અને જીવનની સાર્થકતા માનશે

આ પદની ૨૧ ગાથા છે તેમાં પ્રથમ ગાથામા સન્માર્ગની મહત્તા દર્શાવી, તે પ્રાપ્ત કરવા જીજ્ઞાસા વૃત્તિથી માર્ગની અપૂર્વતા જણાવી છે.

**પદની** ૨૧ ગાથામાં પ્રથમની ૧૨ ગાથાનો **પૂર્વવિભાગ,** અને પછીની ૯ ગાથાનો **ઉત્તરાર્ધભાગ** એમ બે વિભાગો પાડવામાં આવ્યા છે.

પૂર્વ વિભાગમાં, **૧ મુમુક્ષુતા. ૨ તીવ્રવૈરાગ્ય. ૩ સમ્યગ્જ્ઞાન અને ૪ આત્મચારિત્ર** એમ ૪ ભૂમિકાઓ વર્ણવી છે, અને ઉત્તર વિભાગમાં **૫ ક્ષેપકશ્રેણી ૬ કેવલજ્ઞાન** અને **૭ મોક્ષ** એમ ત્રણ ભૂમિકાઓનું વર્ણન છે.

એ સાતે ભૂમિકાઓમા ચૌદે ગુણસ્થાનકોનો સમાવેશ કર્યો છે. પ્રસ્તાવનામાં દરેક ગાથાઓનો સંક્ષેપ નિર્દેષ બતાવવા વિચાર હતો, પણ જેલ સંબંધ અને જૈનદર્શનની પરિસ્થિતિના વર્ણનમા વધારે લખાયાથી, પ્રસ્તાવના વધી જવાના વિચારે ગાથાના સક્ષિપ્ત નિર્દેશને ભૂમિકાઓના રૂપમાંજ જણાવી, પ્રસ્તાવના સમાપ્ત કરવામા આવે છે.

આ પદ આધ્યાત્મિક ભાવ અને ગંભીર રહસ્યથી ભરેલું હો-

વાથી ઘણે સ્થળે રહસ્યભાવોના યથાર્થવર્ણનમાં ક્ષતીઓ રહી જવા સંભવ છે.

જેથી વાચકોને મારી નમ્ર પ્રાર્થના છે, કે મારી અલ્પજ્ઞતાને ક્ષમ્ય ગણી, વિવેચનમાં રહી ગએલી ક્ષતીઓ બતાવવા કૃપા કરશે તો તે તેઓના આભારવશ બની, પરમ ઉપકાર માની, બીજી આવૃત્તિમાં તે ખામીઓને સુધારી લઈશ. હાલતો આ પદના વિવેચન કરવાની ભાવનાને વિશેષ જાગ્રત કરવાની પ્રેરણા કરનાર, **માંડવી** નિવાસી, તથા **ભિમાસર** નિવાસી, મારા પરમ સ્નેહી સન્મિત્ર **શ્રીયુત્ દામજીભાઈ વછરાજ પારેખ, નથુભાઇ નેમીદાસ.** તથા **મેતા વીરચંદભાઇ અમીચંદ** વિગેરેનો તથા આ પુસ્તક છપાવિ પ્રગટ કરવામાં આર્થિક સહાય આપનાર નારણપુર નિવાસી શ્રીયુત્ વાલજીભાઇ જેઠાનો તથા બીજી સહાયતા આપનાર સન્મિત્રોનો સહર્ષ આભાર માની વિરમું છું. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સં. ૧૯૭૯ મૌન એકાદશી ગુરૂવાર,

શુભસ્થળ કારાગૃહ નિવાસ, અમદાવાદ સાબ્રમતી સેંટ્રલ જેલ.

લી૦ સંતચરણોપાલક,

**મુનિ જય.**

ॐ

तत् सत्.

# શ્રી ગુણસ્થાનક ક્રમારોહણ.

## મંગલાચરણ.

पार्श्वनाथ नमस्तुभ्य, विघ्नविध्वंशतायिने;
निर्मल सुप्रभात ते, परमानंद दायिने. १.
अश्वसेनावनीपाल, कुक्षीचूडामणे प्रभो,
वामासुनो नमस्तुभ्य, श्रीमत् पार्श्वजिनेश्वरः २.
महादेव्या कुक्षीरत्न, शब्दजीत प्रवरात्मज;
शुभ राजश्चंद्र नमस्तुभ्य, तत्वलोचन दायक. ३.

મહોપકારી મહામણિ, મહાબુદ્ધિ નિધાન.
વંદું સંત કૃપાળને, પ્રગટાવ્યું નિજ ભાન. ૧
પરમપુરૂષ પ્રભુ સદ્‌ગુરૂ, પરમજ્ઞાન સુખધામ.
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૨
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત,
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત. ૩

## મૂળ પદ.

अपूर्व अवसर एवो क्यारे आवशे ?
क्यारे थइशु बाह्यांतर निर्ग्रंथ जो ?
सर्व संबंधनु बंधन तिक्ष्ण छदीने;
विचरीशुं क्य महत पुरुषने पथजो. अपूर्व. १.

## ૧ લી ભૂમિકા જિજ્ઞાસુવૃત્તિ.

વાક્યાર્થ—બાહ્ય તથા અભ્યંતરથી નિર્ગ્રંથ થવાનો, જેના કારણથી સર્વ સંબંધો રહ્યા છે તે તિક્ષ્ણ બંધનને છેદવાનો, તથા મહાન્ પુરૂષો જે માર્ગે પ્રવર્ત્યા છે તે સન્માર્ગે વિચરવાનો, અનંતકાલના પર્યટને તથા અનંત સાધન સેવનની પ્રવૃત્તિએ પણ પૂર્વે જે માર્ગની પ્રાપ્તિ થઇ નથી તેવા અનંત ભવ તથા અનંતકર્મ વિનાશક પરમકલ્યાણકારી માર્ગ પ્રાપ્ત કરવાનો, અપૂર્વ અવસર ક્યારે આવશે ?

### વિવેચન.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? પૂર્વ સંસ્કારને લઇ જ્યારે જીવાત્માને જિજ્ઞાસુભાવના ઉદ્ભવે છે ત્યારે તેને કોઇ અલૌકિક તત્ત્વ સમજવાની વૃત્તિ સહજ સ્ફુરાયમાન થાય છે. તેની શોધને માટે અનેક વિચારો, ભાવનાઓ અને પ્રયત્નોથી તે મેળવવા પ્રયત્નશીલ બને છે, કારણ કે તેને નિશંક સમજાય છે કે સંસારના ભૌતિક પદાર્થો, અને કલ્પિત સુખો એ વાસ્તવ્ય સુખ નથી, પણ સંસાર પરિભ્રમણ કરાવનાર દુઃખરૂપજ છે, એમ જાણવાથી ભવ પરિભ્રમણથી ઉદ્વેગ પામી, ભવબંધન પર્યટન અને તેનાથી અનુભવેલાં અનંતકષ્ટો, અસહ્ય વેદનાઓ, અને ત્રાસજનક દુઃખોથી છુટવા પ્રથમનો મૃગતૃષ્ણા જલવત્ ભટકે છે, પરંતુ પૂર્વસંસ્કારના બલને લઇ એટલું તો નિશંક સમજાય છે કે, આ દૃશ્ય પદાર્થો, ભૌતિક

સુખો અને કલ્પનાઓથી સુખ શાંતિ અને આનંદ અણુ માત્ર નથી, માત્ર દુઃખજ છે, ત્યારે સુખ શાથી અને કેવી રીતે પ્રાપ્ત થાય ? તે મેળવવાનો સત્ય માર્ગ શું છે ?

એ વિચારની શ્રેણિમાં પોતાના જીવન, અને પ્રવૃત્તિઓ તરફ એક વખત વિચારદષ્ટિ ફેરવવાનો પ્રસંગ આવે છે, અને પોતે કરેલી જે જે અશુભ પ્રવૃત્તિઓ અને વિચારો તરફ ઘૃણા આવે છે, એટલુંજ નહીં પણ શુભ વિચારો અને જપ તપાદિ શુભ પ્રવૃત્તિઓનું સેવન કર્યા છતાં પણ જ્યારે અંતરમાં સુક્ષ્મ વિચારપૂર્વક શોધ કરે છે ત્યારે સમજાય છે કે, તે પ્રવૃત્તિઓ પણ શુષ્ક નિરસ અને નિસત્વ લાગવાથી સુખ શાંતિ અને આનંદદાયી થાય તેમ નથી જ. (કેમકે કેટલોક સમય તેનું સેવન કર્યા છતાં પરિણામ ફલદાયી થયુંજ નથી) જેથી તેના હૃદયમાં નિઃશંક વિચાર ઉદ્દભવે છે કે, માર્ગ આ નથી, પણ કોઇ બીજોજ હોવો જોઇએ ? તપ જપાદિ અનેક શુભ ક્રિયાઓ અને સાધનો કર્યા છતાં, સાચા સુખ શાંતિ અને આનંદનો અણુમાત્ર પણ અનુભવ થયો નથી, તેથી આ બધી પ્રવૃત્તિઓ કરતાં કોઇ જુદીજ પ્રવૃત્તિ જુદીજ વસ્તુ રહી જાય છે કે જેના અભાવે અનંત સાધનો સેવ્યા છતા, ભવબંધન ભવપર્યટન અને ભવદુઃખ જરાપણ ક્ષીણ ન થતાં, તથારૂપ મોજુદ રહ્યાં છે ને વધતાં જાય છે, આવી પરિસ્થિતિ જોતાં સંસારકષ્ટના ઉદ્વેગની આકૂળતા અને સત્ય મેળવવાની વધતી જતી જીજ્ઞાસાને લઇ શોધક વૃત્તિ સ્ફુરિત થાય છે કે એવું કયું સાધન રહી ગયું કે જેના વિના અનંત સાધનો નિષ્ફલતાને પામ્યાં, અને જેની પ્રાપ્તિથી સર્વ નિષ્ફલ થએલ સાધનો સફલ પરિણામિ થઇ પરમકલ્યાણની પ્રાપ્તિ કરાવે છે, જે પૂર્વે ન મળવાથી ભવ ભ્રમણ થાય છે અને મળવાથી ભવ ક્ષય થાય છે એવું જે અદભૂત અલૌકિક સાધન, કે જે પૂર્વકાળના અનંત ભવ પર્યટનમાં પણ કોઇ વખતે મળ્યું નથી તેનેજ જ્ઞાનીઓ અપૂર્વ સાધન કહે છે. પૂર્વે પ્રાપ્ત

થએલ તે પૂર્વ અને ન પ્રાપ્ત થએલ તે અપૂર્વ. પૂર્વે શું કર્યું છે અને શું નથી કર્યું તેનું પ્રથમ અવલોકન કરવાથી પૂર્વ તથા અપૂર્વના ભાવની સમજ સુગમતાથી જણાશે.

## પૂર્વે શું કર્યું?

મિથ્યાત્વ, મોહ, અજ્ઞાન અને રાગદ્વેષાદિ આત્મઘાતી દોષોથી ક્ષણે ક્ષણે થતા અનંત કર્માવરણોના બંધનથી જન્મ મરણાદિ અનંતદુઃખો સહન કરતો, દેવ મનુષ્ય તીર્યંચ નારકીના ચારે ગતિના ભવોનાં કષ્ટોને ભોગવતો, આધિવ્યાધિ અને ઉપાધિના દુઃખોથી દુઃખી થતો, ધન કુટુંબ અને પૌદગલિક પદાર્થોની તૃષ્ણાના પ્રબલ પ્રવાહમાં તણાતો, અને તે મેળવવાની લાલસામાં તાડન, તર્જન, છેદન, ભેદન, શીત, તાપ, ક્ષુધા, તૃષા, પરાધીનતા અને વધ બંધનાદિકના અનંત અનંત પ્રકારનાં અનંત દુઃખ સહન કરતો, આ જીવાત્મા મોહાચ્છાદિત અંતઃકરણથી અનંત દુઃખદાથી પદાર્થોમાં પણ કલ્પિત ભાવનાથી સુખમાની, મૃગતૃષ્ણાવત્ વા આકાશ પુષ્પવત્ આશાતૃષ્ણાની જાળોમાં ગુંથાતો ફસાતો ધન કુટુંબાદિ મેળવવા અનેક કષ્ટો વેઠી સતત્ પ્રયાસ કરે છે.

જ્ઞાની મહાત્માઓએ સંસારના વાસ્તવ સ્વરૂપને જાણી નિઃશંકતાથી દર્શાવ્યું છે કે, આ જગતના દ્રશ્ય પદાર્થોમાં અણુમાત્ર પણ સુખ, શાંતિ કે આનંદ છે જ નહિં, છતાં માયામુગ્ધ જીવાત્મા દુઃખ પરિણામિક પદાર્થોમાં સુખમાની તેને મેળવવા, સાચવવા, અને ભોગવવામાં પોતાનું જીવન નષ્ટ કરતાં જરા પણ પાછુંવાળીને જોતો નથી એ કેટલી ખેદની વાત છે!

ધનાર્થી જીવાત્માઓ ધન પ્રાપ્તિમાં સુખમાને છે, પણ તેને મેળવવા અથાગ પરિશ્રમ અને અનેક કષ્ટો વેઠવાં પડે છે, મળ્યા પછી તેને રક્ષણ કરવામાં પણ અસંત ભય અને અસીમ દુઃખ વેદવાં પડે છે, તેવીજ રીતે સ્ત્રી પુત્ર કુટુંબાદિ સર્વે દ્રશ્ય પદાર્થો

અનંત ભવના પર્યટનમાં ભરતીઓટના કાલક્રમણુની માફક, અનંત વાર સંયોગ અને વિયોગની પ્રાપ્તિ થયા છતા, સુક્ષ્મ દ્રષ્ટિથી નિરિક્ષણ કરતાં ચોક્કસ જણાશે કે, તે પદાર્થોની સંયોગવિયોગ બન્ને પરિસ્થિતિઓ દુઃખદાયી છે, ભવ વર્દ્ધકજ છે, તેથી તે પૂર્વે અનંતવાર મલ્યા છતાં સુખ શાંતિ કે આનંદનુ કારણુ થયાં નથીજ. આવી રીતે ભૌતિક પદાર્થોની સ્થિતિ દર્શાવી, તેની ક્ષીણુતા અસારતા સિદ્ધ કરી છે અસ્તુ! આ તો પૌદગલિક ક્ષણિક સુખની લાલસાએ દુઃખ પરિણામિક દશા આવી-સહન કરી-પણ ધર્મ અને કલ્યાણની કલ્પનાએ થએલી પ્રવૃત્તિઓ પણ પૂવભાવજ (સંસાર ભાવજ) છે તે પરમયોગી મહાત્મા **શ્રીમાન્ રાજચંદ્રજી** પ્રણિત એક ઉત્તમ ત્રોટક પદથી જીજ્ઞાસુ જીવાત્માને સુગમતાથી સમજાશે,

ત્રોટક છંદ.

**યમ નિયમ સંયમ આપ કિયો,**
**પુનિ ત્યાગ બિરાગ અથાગ લહો;**
**વનવાસ લયો મુખ મૌન રહો,**
**દ્રઢ આસન પદ્મ લગાય દિયો;**
**મનપૌન નિરોધ સ્વબોધ કિયો,**
**હઠજોગ-પ્રયોગ સુતાર ભયો,**
**જપભેદ જપે તપ ત્યૌંહિ તપે,**
**ઉરસેંહિ ઉદાસિ લહી સબપે;**
**સબ શાસ્ત્રન કે નય ધારહિયે,**
**મતમંડન ખંડન ભેદ લિયે**
**વહ સાધન બાર અનંત કિયો,**
**તદપી કછુ હાથ હજુ ન પર્યો,**

અબ કયોં ન બિચારત હૈ મનસે,
કછુ ઓર રહા ઉન સાધનસેં;
બિન સદ્‌ગુરૂ કોઈ ન ભેદ લહે,
મુખ આગલ હૈં કહ બાત કહે?

ભાવાર્થ—વેદાંત જેને પાંચ યમ કહે છે, તેનેજ જૈનદર્શન પાંચ મહાવ્રત કહે છે. પાંચ મહાવ્રત (૧ પ્રાણાતિપાત વિરમણવ્રત અખિલ વિશ્વના ત્રસ સ્થાવર, પાંચઇંદ્રિ, ષટકાય, ચારગતિ અને ચૌદરાજલોકના અનંત જીવાત્માઓની અલ્પ પણ સ્થૂલ વા સૂક્ષ્મ હિંસાનો, મન વચન કાયાના ત્રણે યોગથી સર્વથા ત્યાગ કરવો તે.) આવી અસાધારણ અહિંસા સ્વરૂપ દયા ધર્મનો આવિષ્કાર થયા છતાં.

મહાવ્રત રજુ. મૃષાવાદ વિરમણ વ્રત–સર્વ પ્રકારે છળ પ્રપંચ કપટ અનીતિ તથા અસત્યોનો સર્વથા ત્યાગ કરી સત્યવ્રતના મહાન્ સદ્‌ગુણની પ્રાપ્તિ થયા છતાં.

મહાવ્રત ૩ જું. અદત્તાદાન વિરમણવ્રત–જડ પુદ્‌ગલના સર્વ દ્રશ્ય પદાર્થો તરફ પ્રીતિ આસક્તિપૂર્વક માલિકીપણાનો સર્વથા ત્યાગ કર્યો છતાં.

મહાવ્રત ૪ થું. મૈથુન-વિષય-વિરમણવ્રત–મન વચન કાયાના ત્રણે યોગથી સ્થુલ તથા સુક્ષ્મ વિકારનો સર્વથા ત્યાગ કરવો, ત્રિધાયોગથી પવિત્રતા વિશુદ્ધિ તથા દ્રઢતાને લઇ સ્વર્ગની અપ્સરા, ઈંદ્રની ઉર્વશી રંભાના સંસર્ગમાં, અને તેની કામ ઉત્પન્ન કરનાર વિકારી ચેષ્ટાઓમાં, તથા તેના લાવણ્ય અને સૌંદર્યની મધુરી મોહીનીમાં, પણ અણુમાત્ર વિકારની કલ્પના ન થાય, એવું મહાન બ્રહ્મચર્ય વ્રત પ્રાપ્ત થાય છતાં.

મહાવ્રત ૫ મું. પરિગ્રહ પરિમાણ વિરમણવ્રત–આ જગતના અનંત દ્રશ્ય પદાર્થોમાંથી એક રંચ જેટલા સુક્ષ્મતર પદાર્થની પણ

સ્પૃહા ઇચ્છા મર્છા વા આસક્તિ રહિત, સર્વ પદાર્થની તૃષ્ણા–વાસના ઉપશમ પરિણામી થઇ જાય, જગતના કોઇ પણ પદાર્થના સંયોગ-વિયોગણાં વા ગ્રહણ–ત્યાગમાં હર્ષ-શોકનો વિરામ થાય, સમદશા પારેણમે, એવો નિસ્પૃહી નિરૂપાધિક અસંગ અકિંચનરૂપ મહાન્ ગુણ પ્રગટ થયા છતાં.

આવરણ સંસારની પરિક્ષીણતા કેમ ન થઇ? ત્યારે શું મહાન્ ગુણધારક પાંચ મહાવ્રતની શુભ પ્રવૃત્તિ પણ અપૂર્વ નહિં? આવી અસાધારણ શક્તિરૂપ ધર્મ પ્રવૃત્તિઓ પણ પૂર્વ પરિણામિક સમજવી? ત્યારે અપૂર્વ પરિણામિક પ્રવૃત્તિ વા કર્તવ્ય કે સાધન શું? તેનો સંક્ષેપ ભાવાર્થ શું?

ઉત્તર—અપૂર્વતાની વ્યાખ્યા સર્વ પૂર્વિક પ્રવૃત્તિઓનું વર્ણન કર્યા પછીજ કરવામાં આવશે, પણ સામાન્યતઃ તેની સંક્ષેપ વ્યાખ્યા એજ છે કે જે જે શુભ વા અશુભ ક્રિયા પ્રવૃત્તિઓ સેવ્યા છતાં, જેનું પરિણમન સંસારપરિણામી થાય તે પૂર્વ, અને જે ક્રિયા પ્રવૃત્તિ પરમાર્થિકપણે પરિણમે તે અપૂર્વ, આ વાક્યાર્થથી એ પણ સિદ્ધ થાય છે કે જે ક્રિયા શુભ હોય છતાં જેનું પરિણમન સંસારફલ હોય તેને ક્રિયા વા પ્રવૃત્તિ કહેવું, અને જે ક્રિયાનું પરિણમન પરમાર્થ ફલદાથી હોય તેનેજ સાધન, વ્યવહાર, વા ધર્મક્રિયા કહી શકાય છે. આ શબ્દાર્થ પ્રમાણે પૂર્વતા અને અપૂર્વતાના ભાવને લક્ષગત કરી, ઉપરોક્ત વિચાર તપાસતાં જણાશે કે પાંચ મહાવ્રતરૂપ ચારિત્રો પણ એક વખત નહિં પરંતુ અનંત વખત સેવન કર્યાં છતાં, ભવ ક્ષીણતા થઇ નહિ, તેની સાથે બીજા પણ નાના મોટા નિયમો સંયમ અને વ્રતો સેવ્યા છતાં, વળી ત્યાગ વૈરાગ્યને પણ અનેક વખતે ધારણ કર્યાં, સંસારની માયિક પ્રવૃત્તિ અને સંસર્ગ દોષનો પણ ત્યાગ કરી વનવાસના એકાંત નિવૃત્તિ સ્થાનમાં રહ્યા, ક્લેશ વિક્ષેપના કારણભૂત વચન–ભાષાનો પણ

ત્યાગ કરી મૌનદશા ધારણ કરી, વચન સંયમની સાથે કાયાની સ્થિરતા અને સંયમ માટે કરાસન લગાવી, આત્મશ્રેય ના આત્મોન્નતિ માટે અનેક પ્રયત્નો સેવ્યા સાથે મનનો પણ યોગ દ્વારા નિરોધ કરી, નેતી ધોતી નૌલિકર્મ વિગેરે યોગ પ્રક્રિયાદિયમ નિયમ, પ્રાણાયામ, આસન, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, અને સમાધિ વિગેરે યોગના અંગોની ઉપાસનાપૂર્વક પવન રૂંધનથી, વિકલ્પો વૃત્તિઓ અને મનનો પણ નિરોધ- દમન-કરી, પ્રભુ સ્મરણ ભજન સ્તવન અને ધ્યાનના વિવિધ જાપોની એકાગ્રતાથી, વિવિધ જાતના તપોથી, અસહ્ય કષ્ટ દુઃખ અને સહિષ્ણુતા ધારણ કર્યા છતાં, આત્મોન્નતિ ન થઇ. બાહ્ય ક્રિયાયોગ અને બાહ્ય ભક્તિયોગની સાથે બાહ્ય જ્ઞાનયોગના અભ્યાસની સ્થિતિ જણાવે છે કે ન્યાય, વ્યાકરણ, છંદ, અલંકાર, નીતિ, ક્રિયા, અને ધર્મના અનેક ગ્રંથો શાસ્ત્રો તથા સૂત્રોના પ્રબલ અભ્યાસથી, છએ દર્શનશાસ્ત્રમાં પ્રવિણ થઇ, શાસ્ત્રાભ્યાસના મદરૂપી અજીર્ણ રોગ ગ્રસ્ત બની, શબ્દાતીત (આત્મસ્વરૂપ) ને શોધવાની ઉપાસવાની હિતકારી સદપ્રવૃત્તિને છોડી દઇ-બાજુપર મૂકી, સંસારાસક્ત સંપ્રદાયમુગ્ધ જીવોની વિચાર શૂન્ય શુષ્ક પ્રવૃત્તિ તરફ કારૂણ્યભાવે ન નિરક્ષતાં, ઘૃણાભાવે જોઇ, ખંડન-મંડનની વિક્ષેપ વર્દ્ધક વાદકશૈલીમાં ગુલતાન બની, આત્મસાધનારૂપ સાધકશૈલીને ભૂલી જઇ, શાસ્ત્રાભ્યાસની શબ્દ જાળમાં પોતાનાજ આત્માને ફસાવી જહા ખલુ ચંદન ભારવાહી એ સૂત્રના ભાવની માફક, શાસ્ત્રનો હૃદય ઉપર બોજો ખડકી, પ્રવૃત્તિ જન્ય ઉપાધિરૂપ દુષ્ટ જીવનથી આત્માનું હિત કરી શકો નહિં.

**તીન કાલ સામાયક કીનું, પણ શુદ્ધ ઉપયોગ ન લાધ્યો,સ.**

અર્થાત્ યમ, નિયમ, સંયમ, તપ જપાદિ અનંત સાધનો અને અસંખ્ય શાસ્ત્રોના અભ્યાસની પ્રવૃત્તિ પણ અનંતમંસાર પરિભ્રમણમાં અનંતવાર સેવ્યા છતાં પણ કલ્યાણ નિમિત્ત ન થઇ તેનું શું કારણ? આવી મહાન્ પ્રવૃત્તિઓ પણ અપૂર્વતારૂપે નહિં પરિણમતાં પૂર્વતારૂપે કેમ પરિણમી?

ધર્મશાસ્ત્રકારો જણાવે છે કે કારણથી કાર્ય, વ્યવહારથી નિશ્ચય, વા સાધનથી સાધ્ય, થાયજ તો પછી યમનિયમાદિ સાધનો અનંતવાર સેવ્યા છતાં શ્રેય ન થયું તેનુ શું કારણ? આવી શ્રેયાર્થે સેવાએલી શુભ પ્રવૃત્તિઓ પણ સાધન નહિં? સાધનતાની પરિસ્થિતિ શું?

ઉત્તર-પુર્વસંસ્કાર, જીજ્ઞાસા, સદાશા અને ધ્યેય પુર્વક જે શુભ ક્રિયા પ્રવૃત્તિ તેજ સાધન, અને તેજ અપૂર્વ છે. આ ચાર હેતુ શૂન્ય પાંચ મહાવ્રતાદિ ગમે તેવી શુભ પ્રવૃત્તિઓ હોય તો પણ તે સાધન નથી, પણ પ્રવૃત્તિ છે, પૂર્વ છે, અને સંસાર પરિણામિક છે.

આવી અનંત પ્રવૃત્તિઓ થયા છતાં શ્રેય ન થવાથી અને સંસાર પર્યટનના અનંત બંધનો તથા દુઃખોથી ઉદ્વેગ પામી જીજ્ઞાસુ જીવાત્મા સત્યની શોધમાં નિકળતાં, પૂર્વ જન્માંતરના પુનિત સંસ્કારોથી સદ્ગુરૂ મલતાં, તેના હૃદયમાં અપૂર્વ ભાવના પ્રેમ, અને ઉત્સાહ જાગ્રત થાય, અને તેથી જ્ઞાની મહાત્મા જીજ્ઞાસુ જીવને જણાવે છે કે—

**અબ ક્યોં ન વિચારત હૈ મનસેં,**
**કછુ ઓર રહા ઉન સાધનસેં;**

તું હવે તારા મનમાં વિચાર કેમ કરતો નથી અનંત સાધનો જેના વિના નિષ્ફલતાને પામ્યાં તેવું કોઇ અલૌકિક અદભૂત અપૂર્વ સાધન રહી ગયું છે જે સાધન સદ્ગુરૂની કૃપા વિના કદાપિ તને લક્ષગત થવાનુંજ નથી એ ત્રિકાલ નિઃસંદેહ માનજે.

જૈનદર્શન શાસ્ત્રની પ્રણાલિકા પ્રમાણે જણાવ્યું છે કે જ્ઞાનાવરણીય કર્મની ૩૦, દર્શનાવરણીયની ૩૦, અંતરાયની ૩૦, વેદનીયની ૩૦, ગોત્ર તથા નામકર્મની ૨૦, અને મોહનીય કર્મની ૭૦ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. અનંત ભવ પર્યટનમાં અનંત દુઃખો સહન કરતાં, અકામ નિર્જરા (કર્મનું ખરવું)ના યોગે, બલવાન કર્મોને મંદ પરિણામી કરતાં, તે સાતે કર્મની ૨૦-૩૦ અને ૭૦ કો. ની સ્થિતિને વર્ષના છેલ્લા દિવસની છેલ્લી રાત્રીના છેવટના કલાકે જેમ રાત, દિવસ, અઠવાડીઉં, પક્ષ, માસ, અને વર્ષની સ્થિતિ ૧ કલાકની રહે છે, તેમ સર્વ કર્મની એક કોડાકોડી સાગરોપમની સમપરિણામ સ્થિતિ રહે છે, તે સ્થિતિને યથાપ્રવૃત્તિકરણ કહે છે. આવી પરિસ્થિતિમાં જીવાત્મા અનંતવાર આવ્યા છતાં, સંસારની ક્ષીણતા કરી શકતો નથી, જેથી આ પણ પૂર્વ પરિસ્થિતિ છે.

જ્યારે યથા પ્રવૃત્તિકરણમાંથી મુક્ત થઇ નીચે દર્શાવેલ આત્મિક ગુણોને મેળવી, અપૂર્વકરણના આરાધક બને છે, ત્યારેજ અપૂર્વ પરિસ્થિતિને પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે પૂર્વ અને અપૂર્વની વ્યાખ્યા કરી અપૂર્વતા શું છે તેનું ધ્યાન, તેની મહત્તા, તથા આવશ્યકતા દર્શાવવા માટે પહેલી ભૂમિકા સ્થાપિત કરી હવે અપૂર્વતાનું વર્ણન જણાવે છે.

## સન્માર્ગની શોધ યા જીજ્ઞાસુ વૃત્તિ.
## ભૂમિકા ૧ થી ૩ નું વર્ણન.

૧ મુમુક્ષુતા. ૨ તીવ્ર વૈરાગ્ય. ૩ સમ્યકજ્ઞાન.

નિચે દર્શાવેલા ૭ આત્મિક ગુણો (સાધનગુણો) ના અભાવે, પૂર્વે અનંત સાધનોની ઉપાસના કર્યા છતાં, અપૂર્વતાની પ્રાપ્તિ થઇ નથી તે ગુણો દર્શાવે છે.

## અપુર્વતાના ૭ આત્મિક ગુણો.

૧ પૂર્વસંસ્કાર. ૨ જીજ્ઞાસા. ૩ સદ્‌ગુરૂની સાચી ઓળખાણ ૪ સ્વરૂપ ભક્તિ. ૫ અંતરત્યાગ વૈરાગ્ય. ૬ સદ્વિચારશ્રેણી ૭ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ.

### ૧ પૂર્વસંસ્કાર.

જીવાત્માને સુખદુઃખની ભાવનાના અનંતસંસ્કારો ઉદ્‌ભવે છે અને વિનય થાય છે, પરંતુ જે સંસ્કારથી આંતરિક શક્તિઓ જાગ્રત થાય, કર્માવરણથી મલીન થએલ આત્મા તે આવરણબંધનને ત્રોડવા શક્તિમાન્ થય, તથા જે સંસ્કાર સત્સ્વરૂપ સમજાવવા અને પ્રાપ્ત થવામાં પ્રેરક વા સાધનભૂત થાય, તેનેજ પૂર્વસંસ્કાર વા સદસંસ્કાર કહે છે.

### ૨ જીજ્ઞાસા.

પરમાર્થતત્ત્વ પામવાની સાચી ભાવના તેને જીજ્ઞાસા કહે છે. અહિં ઘણા જીવાત્મઓને પ્રશ્ન ઉદ્‌ભવે છે કે કલ્યાણ કરવાની તો લાખો જીવોને ભાવના થાય છે તો તેઓની ભાવના અપૂર્વ વા જીજ્ઞાસા યુક્ત ન કહેવાય?

ઉત્તર—કુલાચારના સંસ્કારોને લઇ કલ્યાણ કરવાની જે ભાવના તે સાચી જીજ્ઞાસા નથી, પણ કુલાચારના સંસ્કારોથી ઉત્પન્ન થએલી કૃત્રિમ ભાવના છે, કલ્યાણની ભાવના સાચી તેનેજ ઉદ્‌ભવી કહી શકાય કે, અકલ્યાણરૂપ જે સંસારની વૃદ્ધિ કરનાર ક્રોધ, માન, માયા, લોભ, એ ચાર કષાય, મોહ, મિથ્યાત્વ, અજ્ઞાન, અનીતિ, અધર્મ, સ્વાર્થ વિષયવિકાર, મૂર્ચ્છા, મમત્વ, તૃષ્ણા, પૌદ્‌ગલિક પદાર્થો તરફ પ્રીતિ, આસક્તિ તથા રાગદ્વેષાદિ આત્મઘાતી દોષો સેવન કરવાથી તથા વધારવાથી પાછો હઠે, જો તેમ ન થાય પણ તે દોષો વધારતા જીવન પસાર થાય તો તે જીજ્ઞાસા નથી પણ કૃત્રિમ ભાવના વા કલ્પના છે.

ઉપરોક્ત આત્મઘાતી દોષોથી ક્ષણે ક્ષણે મુક્ત થવા સતત્ પુરૂષાર્થ કરતો હોય, અને સંસારના અનંત મોહ પદાર્થોમાં સર્વથી ઉત્કૃષ્ટ મોહક પદાર્થો સ્ત્રી ધન, કુટુંબ, અને દેહ છે તે ચારને મેળવવા સાચવવા અને ભોગવવામાં જે પ્રેમ રૂચી છે તેના કરતાં વધારે પ્રીતિ પરમાર્થ માર્ગ તરફ થાય, અને માયિક પદાર્થો પ્રત્યેની પ્રીતિ આસક્તિમાં મંદ થઇ, પરમાર્થ સાધન તરફ ભાવના તથા પ્રેમની વિશેષ જાગ્રતિ થાય, અને તે મેળવવા વિશેષ પુરૂષાર્થ થાય, તેને સાચી જીજ્ઞાસા કહે છે. પુર્વસંસ્કાર અને જીજ્ઞાસા એ બે ગુણોના વર્ણનથી પ્રથમ મુમુક્ષુતા તથા બીજી જીજ્ઞાસા એ બે ભુમિકાનુ બ્યાન આવી જાય છે.

### ૩ સદગુરૂની સાચી ઓળખાણ.

એક પરમાણુથી માંડી અનંત વિશ્વાત્મક જગતના જે જે દ્રશ્ય પદાર્થો અને વિચારો, તે વિનાશી છે, જડ છે, તેથી અસત્ છે, તે સર્વ પદાર્થની પ્રીતિ આસક્તિ અને આવરણથી રહિત અને વિશુદ્ધ સચ્ચિદાનંદ અવિનાશી એવું સત્ સ્વરૂપ, જેના હૃદયમાં પ્રગટ થયું છે તે જ્ઞાની છે સદગુરૂ છે.

સદગુરૂની ઓળખાણ તેના બાહ્યાચરણને બાહ્યદ્રષ્ટિથી નહીં જોતાં તેના સ્વરૂપ ચારિત્ર અને આત્મજ્ઞાનની અપૂર્વ મહત્તાને અંતર્દ્રષ્ટિથી યથાર્થપણે જાણવું તે સદ્રૂપ ઓળખાણ છે.

આ ત્રણ ભૂમિકામાં દર્શાવેલા આંતરિક ત્રણ ગુણો પ્રાપ્ત થવાથી અનંતસંસાર વર્દ્ધક અનંતાનુબંધિ કષાય (ક્રોધ માન માયા લોભ) નો ઉપશમ (શાંત) થાય છે, પાંચ મિથ્યાત્વ સહ આત્મઘાતિ મિથ્યાત્વ મોહનીયનો ક્ષયોપશમ, સ્વચ્છંદ પ્રતિબંધ તથા દુરાગ્રહનો નાશ, અને નિષ્પક્ષપાત દ્રષ્ટિ તથા સરલતા પ્રગટે છે (અનંતાનુબંધીકષાય તથા મિથ્યાત્વાદિનું વિશેષ વર્ણન આ લેખકકૃત શ્રી સદબોધ સંગ્રહ નામક પુસ્તકમાં આવી ગયું છે જેથી અત્રે સંક્ષેપમાંજ તેનું વર્ણન કર્યું છે.)

## ૪. સ્વરૂપભક્તિ.

જગતના કોઇ પણ પદાર્થની ઇચ્છા તથા મૂર્છા વિના, તેમજ ઇહ-પરલોકના ભૌતિક સુખની ચાહના વિના, આત્મશ્રેયની પવિત્ર ભાવનાએ, નિષ્કામપણે, ત્રિધા યોગની શુદ્ધિથી, સત્ તત્વની પ્રાપ્તિ માટે, પ્રેમ આજ્ઞા અને શ્રદ્ધાપુર્વક પરમકૃપાલુ સદ્ગુરૂ ભગવાનની ઉપાસના સેવા ભક્તિ કરવી તેને નિષ્કામ સેવા વા સ્વરૂપભક્તિ કહે છે.

સ્વરૂપ ભક્તિના સાધનભક્તિ અને સાધ્યભક્તિ એમ બે ભેદ છે; સાધનભક્તિ મન વચન કાયાથી પિડાતા, ધન અને રોગથી પિડાતા દુઃખી થતા દીન પરાધીન જીવોનાં દુઃખોને દૂર કરવા, નીતિ દયા પ્રેમ અને ધર્મપૂર્વક પ્રયત્ન કરવું, તેમની ઉન્નતિ કરવી, ત્રિધા-યોગથી તેમની સેવા સુશ્રુષા કરવી, પોતાના તન મન ધન અને જીવનનો સર્વથા ભોગ આપી તેમને દુઃખમુક્ત કરવા. હિંસકપ્રાણીઓ જાલિમ સત્તાઓ, અને અનેક ભયંકર આફતોમાંથી તેમને રક્ષણ કરવા તથા શરીર મન અને ધનથી સદ્ગુરૂની સેવા કરવી, પર્યુપાસના કરવી, તે સાધન ભક્તિ છે.

સાધ્યભક્તિ—પરમતત્વસ્વરૂપના ધ્યેયપૂર્વક જગદાકારવૃત્તિ અને દેહાધ્યાસ દોષથી મુક્ત રહી, ભૌતિક સુખની અલ્પ પણ ઇચ્છાનો ત્યાગ કરી, પરમકૃપાલુ સદ્ગુરૂ ભગવાનની નિષ્કામપણે, શ્રદ્ધા પ્રેમ અને આજ્ઞાવર્તિપણે, ત્રિધાયોગથી સેવા-ભક્તિ કરવી; અખિલ બ્રહ્માંડના અનંત જીવાત્માઓના પ્રારબ્ધ જન્ય દુઃખો તથા આવરણજન્ય બંધનોના ક્ષયને માટે પોતાના સર્વસ્વ જીવનની આહુતિ આપીને પણ નિષ્કારણ કરૂણાથી જીવોનું શ્રેય કરવું; તેમજ દેહાધ્યાસદ્રષ્ટિના અજ્ઞાન દોષથી બીજા જીવો પ્રત્યે ઉચ્ચ નીચની ભાવનાથી રાગદ્વેષ વા વિષમ પરિણામ વૃત્તિ થાય છે તેનો લય કરી, "આત્મવત્ સર્વ ભૂતેષુ યઃ પશ્યતિ સ પંડિતઃ" અખિલ

વિશ્વના અનંત દેહાત્માઓ પ્રત્યે આત્મસ્વરૂપે જોવાની અભેદદૃષ્ટિ અને વિશ્વવ્યાપિ પ્રેમ પ્રગટ થાય તેને સાધ્યભક્તિ વા સ્વરૂપ-ભક્તિ કહે છે.

### ૫ અંતરત્યાગ—વૈરાગ્ય.

આત્માને આવરણ અને બંધન કરનાર તથા સંસારપરિભ્રમણ કરાવનાર જે જે આત્મઘાતી દોષો છે તેનો સુક્ષ્મદૃષ્ટિ પૂર્વક વિચાર કરી તેનો નાશ કરવો તેનુ નામ અંતરત્યાગ, અને તે દોષો નાશ કરવામાં માયિક પદાર્થો તરફ જે ઉપેક્ષા આસક્તિની મંદતા-ઉદાસીનતા તેનુ નામ વૈરાગ્ય.

ધન ધાન્ય કુટુંબ સ્ત્રી વા ઘરબાર છોડી ત્યાગી થઇ જંગલમાં ફરતો હોય પણ જો આંતરિક દોષોનો નાશ ન થયો અને સન્માર્ગે ન પ્રવર્તતો હોય તો તે સાચો ત્યાગ નથી, પણ બાહ્ય ત્યાગ છે, અને તેવો શુષ્ક બાહ્ય ત્યાગ તો અનેક ગરિબ મનુષ્યો ભિખારીઓ વા જંગલના પશુ-પક્ષીઓમાં પણ દેખવામા આવે છે છતાં તેનું શ્રેય થતુ નથી કેમકે તે પુર્ણ છે, બંધનરૂપ છે, જે ત્યાગથી આત્મા જાગ્રત થઇ પ્રયત્નશીલ બની, કર્મ બંધનથી મુક્ત થવા અને નિરાગણતા વા વિશુદ્ધિ જીવન થાય તેજ સત્ય ત્યાગ-વૈરાગ્ય છે.

### ૬ સદ્વિચાર શ્રેણી.

અનાદિકાલ થયા અજ્ઞાનપણાને લઇ કર્મવાસનાથી ઉત્પન્ન થએલ સ્ત્રીધન કુટુંબાદિ મોહવર્દ્ધક દશ્ય પદાર્થોમાં મમત્વ ભાવના કરી તૃષ્ણા આસક્તિ પૂર્વક તેને પોતાનાં ( આત્માનાં ) માની તેમાં તદાસક્તપણે રમી રહ્યો છે તેજ અધર્મ છે તેજ બધન વા સંસાર છે. માયા આસક્તિ મૂર્ચ્છા અને અજ્ઞાનનો ત્યાગ કરી, તે બધનથી મુક્ત થવા આત્માનું સ્વરૂપ વિચારવું.

અર્થાત્—હું કોણ છું ? ક્યાંથી થયો ?
શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?

## કોના સંબંધે વર્ગણા છે? રાખું કે? એ પરહરૂં?

એ સદ્વાક્યાનુસારે આત્મા કોણ છે? તેનું શુ સ્વરૂપ છે ક્યાંથી ઉત્પન્ન થયો છે વા અનુત્પન્ન છે? આત્માને કેનો સંબંધ વા બંધન છે? તેનો કેમ નાશ થાય? આત્મા અરૂપિ ચૈતન્ય છતા તેને જડ રૂપિ કર્મનું આવરણ કેમ આવી શકે? તે આવરણ વસ્તુ રૂપેજ છે કે ભ્રમાત્મક પણે માન્યતા રૂપ બંધન વા આવરણ છે? આવરણને નાશ કેમ થાય આવરણ બંધન અને ભવ ભ્રમણાની ઉપાધિ કેમ દૂર થાય? એનો સુક્ષ્મ વિચાર કરવો, સદગુરૂની આજ્ઞાપૂર્વક વર્તિ શ્રદ્ધા ભક્તિ તથા વૈરાગ્યાદિ આત્મિકગુણો જાગ્રત કરી, અંતર વિચાર પૂર્વક શોધ કરવાથી જડ તથા શુદ્ધ ચૈતન્યાત્માની ભિન્નતા સમજવામા તથા દેહ ભિન્ન સ્વાત્માનુભવ થવામા જે શુદ્ધ વિચાર જ્ઞાન તેનુ નામ સદ્વિચાર શ્રેણી વા વિવેક છે.

## ૭ સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ.

વિવેકજ્ઞાનને લઇ જડપદાર્થની આસક્તિ આવરણ અને અજ્ઞાનનને દૂર કરી શ્રદ્ધા વૈરાગ્ય અને ભક્તિથી આત્માનો સ્વાનુભવ થાય, તે સમ્યકત્વજ્ઞાન છે આ વિષયનુ વર્ણન આ પદની ૩ જી ગાથામા વિશેષતાથી આવશે જેથી અહિં સંક્ષેપમા જણાવ્યુ છે

આત્માની જાગ્રતી નિરાવરણતા અને વિશુદ્ધિ થવામા ઉત્કૃષ્ટ સાધ ભૂત આ સાત ગુણો જેમા રહેલા છે એવી જે શક્તિ તેને અપૂર્વ અવસર કહે છે. જેની પ્રાપ્તિથી આત્મા સમયગ્જ્ઞાન દર્શન ચારિત્રને મેળવી પરમપદની સિદ્ધિ પામે છે, તેજ અપૂર્વ અવસર પ્રાપ્ત કરવા પુર્વ સરકારી જીજ્ઞાસુ જીવાત્મા એ પોતાના હૃદયમા દ્રઢ ભાવના પ્રગટ થવા પ્રબળ પુરૂષાર્થ સેવી તે શક્તિ મેળવવા પરમ ભાગ્યશાળી બનવુંજ જોઇએ એ તેનુ કર્તવ્ય છે. જે અપૂર્વ શક્તિ

વિના અનંત શુભ સાધનો શુષ્ક તથા નિષ્ફલ પરિણામી થઇ અનંત સંસાર ફલદાયી બને છે, અને જે શક્તિ પ્રગટ થવાથી અનંતકાલનાં અજ્ઞાનપણે ઉપાર્જન કરેલાં અનંત આવરણ કર્મો અંતર્મુહુર્તમાં, વા એક બે કે છેવટે ત્રણભવમાં, સર્વથા નાશ થઇ પરમ અવ્યાબાધ પદને પામે છે. ભાવયોગી મહાત્મા શ્રીમાન્ રાજચંદ્રજી દર્શાવે છે કે—

હે જીજ્ઞાસુજન! હૃદયની સાચી ભાવનાથી જેનું આત્માનું કલ્યાણ કરવા ઇચ્છા હોય તો બીજી બધી કલ્પના ભ્રમણા માયા મોહ બહિર્વૃત્તિ અને અસદપ્રવૃત્તિનો ત્યાગ કરી, અધર્મ અસદ્ગુરૂ અને અસદાચરણથી સર્વથા દૂર રહી, પરમ કૃપાલુ મૂર્તિ સદ્ગુરુની શોધ કરી, મેળવી, તેમની મહાજ્ઞાનું અવિચ્છિન્નપણે અખંડભાવે આરાધન કરી, આગળ જણાવેલ સાત સદ્ગુણો પૂર્વક અપૂર્વ શક્તિને મેળવીશ તોજ તારા આત્માની ઉન્નતિ છે. સફલતા વા સિદ્ધિ છે. મહાત્મા શ્રી જણાવે છે કે—

| | |
|---|---|
| બીજાં સાધન બહુ કર્યાં, | કરી કલ્પના આપ; |
| અથવા અસદ્ગુરૂ થકી, | ઉલટો વધ્યો ઉતાપ; |
| સંતચરણ આશ્રય વિના, | સાધન કર્યાં અનેક; |
| પાર ન તેથી પામિયો, | ઉગ્યો ન અંશ વિવેક; |
| સહુ સાધન બંધન થયાં, | રહ્યો ન કોઇ ઉપાય; |
| સત્સાધન સમજ્યા વિના, | ત્યાં બંધન શું જાય; |
| જપ તપ ઔર વ્રતાદિ સબ, | તહાં લગે ભ્રમરૂપ; |
| જહાં લગી નહીં સંતકી, | પાઇ કૃપા અનુપ; |

અર્થ—પોતાના સ્વચ્છંદ પ્રતિબંધ અને અજ્ઞાનતાથી અનેક સાધનો કર્યાં છતાં વા બાહ્ય દ્રષ્ટિએ અસદ્ગુરુના નિશ્રયે પ્રવર્ત્યા છતાં, આત્માને હિત થવાને બદલે અહિત, ઉપાધિ અને ઉતાપજ થયા કેમકે સત્પુરુષની આજ્ઞા વિના અનેક સાધનો સેવ્યા છતા

આત્મા સંસાર મુક્ત થયો નહિ તથા વિવેક જ્ઞાનને પામ્યો નહિ; સત્સાધન સમજ્યા વિના બીજા બધા બાહ્ય સાધનો બંધનરૂપ થવાથી આત્મહિત સાધવાનો સન્માર્ગ હાથમાંજ ન આવ્યો, માટેજ જ્ઞાનીઓ કહે છે કે, સત્પુરુષની હૃદયકૃપા મેળવ્યા વિના તપજપાદિ સર્વ સાધનો ભ્રમરૂપ વા આવરણ કે બંધનરૂપજ છે.

આત્મહિત થવામાં પરમસાધનભૂત સાતગુણાત્મક અપૂર્વ શક્તિ પ્રાપ્ત કરવાનો પરમભાગ્યશાળી એવો અપૂર્વ અવસર ક્યારે આવશે? આ ભાવનાથી બીજો પણ અન્યોક્તિભાવ નીકળે છે. સકામભક્તિવાળો પુદ્‌ગલાનંદિ જીવ કોઇ દેવની ઉપાસના કરતા, પ્રસન્ન ચિત્ત થએલ દેવ કૃપાસિંધુ વર માગવાનુ કહે તો વાસનાસક્ત અજ્ઞાની જીવ તો લૌતિક પદાર્થની વા ક્ષણિક સુખની માગણી કરે, પણ નિષ્કામભક્ત મહાત્મા **શ્રીમાન્ રાજચંદ્રજી** પ્રાર્થના પુર્વક જણાવે છે કે, સંસાર બંધન, દુ:ખ અને ભવભ્રમણથી મુક્ત થવા માટે બાહ્યાભ્યંતર ત્યાગની પરમ નિસ્પૃહી નિર્ગ્રંથદશા પ્રાપ્ત થવાનો અપૂર્વ અવસર આપવા કૃપાવંત થાઓ એજ અભ્યર્થના છે.

વાસના વૃત્તિ અને મનના સંયમ વિના બાહ્ય ત્યાગ એ સાચો ત્યાગ નથી, પણ ઉપાધિરૂપજ છે, તે કલ્યાણરૂપ નથી પણ કલ્પના રૂપ છે. વિષય કષાય અજ્ઞાન અને રાગદ્વેષાદિ અંતર દોષોના નાશ પુર્વક આભ્યંતર ત્યાગથીજ આત્માની સિદ્ધિ છે.

**પ્રશ્ન**—આવા કલ્યાણકારી આભ્યંતર ત્યાગની ભાવના કરવી એ તો ઉચિત છે પણ સાથે બાહ્ય ત્યાગની ભાવના **શ્રીમાને** શામાટે દર્શાવી છે?

**ઉત્તર**—"ક્યારે થઇશુ બાહ્યાંતર નિર્ગ્રંથજો" એ વાક્યમાં બાહ્ય ત્યાગની મહત્તા દર્શાવી છે તે બાહ્યભાવથી નહિ પણ તેમા વિશ્વકરુણા રહી છે. આભ્યંતર જ્ઞાન જાગ્રતિ વિના કેવલ બાહ્ય ત્યાગથી આત્માનું કલ્યાણજ નથી જ્યારે આભ્યંતર ત્યાગથીજ

આત્માનું શ્રેય છે, પણ વિશ્વવનું કલ્યાણ નથી, કેમકે બાહ્યત્યાગ ધારણ કર્યા વિના આભ્યંતર ત્યાગી આત્મજ્ઞાની મહાત્માને સંસાર વાસનામાં આસક્ત થએલ માયિક જીવો બાહ્ય દ્રષ્ટિથી જોતાં, તેમને ઓળખી શકતા નથી, કોઇ પૂર્વ સંસ્કારી વિરલ આત્માજ અંતર્દ્રષ્ટિથી તેમને જ્ઞાની તરીકે ઓળખી શકે છે.

અંતરજ્ઞાની મહાત્માને બાહ્યદ્રષ્ટિ જીવો ન ઓળખી શકવાથી મહાત્માના સંગમાં આવતાં આત્મહિત કરવાને બદલે તેમની નિંદા, અવગણના અને આશાતના કરી અનંત સંસાર વધારી બેસે છે, આભ્યતરજ્ઞાની જો કે વિશ્વનું કલ્યાણ કરવા શક્તિવાન છે, અર્થાત્ વિશ્વવનુ હિત કરવાની શક્તિ તેમના હૃદયમાં રહેલી છે, પણ લોક તેમને જ્ઞાની તરીકે ન જાણવાથી સમાજ તથા વિશ્વ તે મહાત્માની પાસેથી શ્રેય સાધવા શક્તિમાન થતુ નથી, જ્યારે આભ્યંતરત્યાગ પૂર્વક બાહ્યત્યાગ હોય તો તેમના સદુપદેશ તથા સદાચરણની અસર જનસમાજના સમહુ ઉપર થાય છે અને તેથી ઉન્નતિ કરી શકે છે. બાહ્યાંતર ઉત્કૃષ્ટ ત્યાગને ધારણ કરનારા તીર્થંકરાદિ સર્વ પ્રભુઓ-એ જનસમાજના અનંત જીવોનું જેટલું હિત કર્યુ છે, તેટલું હિત બાહ્યત્યાગ રહિત આભ્યંતરજ્ઞાન વા ગૃહસ્થ કેવલી કરી શકયા નથી, માટેજ વિશ્વ ઉદ્ધારની અનંત કારૂણ્યભાવના તથા અપરિમિત નિ:કારણ કરૂણાથીજ આત્મજ્ઞાની મહાત્માઓને આભ્યંતર ત્યાગની સાથે બાહ્યત્યાગની પણ પ્રારબ્ધ ભાવના સ્ફુરાયમાન થાય છે. અપૂર્વ શક્તિરૂપ અપૂર્વ અવસર, બાહ્યાંતરત્યાગરૂપ અપૂર્વ અવસર અને હવે "સર્વ સંબંધનું બંધન તિક્ષણ છેદીને"

## સંબંધ ભાવ બે પ્રકારે છે સમવાય સંબંધ અને સંબંધી સંબંધ.

સુવર્ણની સાથે જે પીળાશ છે તે સમવાય સંબંધ ગુણી અને ગુણના અભિન્ન સંબંધે રહેલ છે. પરંતુ તેની સાથે જે ધુળનો સંબંધ

છે તે સંબંધી સંબંધ છે, આ સંબંધ ક્યારે અને કેવી રીતે થયો તે જો કે આપણે જાણી શકતા નથી, પણ કયા સાધનોથી અને કેવી રીતે તે સંબંધ ( ધુળી સંબંધ ) દૂર થશે અને સુવર્ણ શુદ્ધ થશે તે આપણે જાણી અને કરી પણ શકીએ છીએ, તેમ આત્મા અને સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રનો સંબંધ સમવાયરૂપે વા અભિન્ન સંબંધે છે, પરંતુ આત્માની સાથે જે રાગદ્વેષ અજ્ઞાનાદિનો સંબંધ છે તે સંબંધી સંબંધ છે.

અનાદિકાલના અનંતસમય પરિણમનમાં આત્માની સાથે કર્મનો સંબંધ ક્યારે અને કેવી રીતે થયો તે આપણે જાણી શકતા નથી, પણ સુવર્ણ અને ધુળ સંબંધ અગ્નિ ખાર તથા સોની આદિ સાધનોથી દૂર થઇ શકે છે, તેમ આત્માની સાથેનો કર્મ સંબંધ પણ જીજ્ઞાસા, સદ્ગુરુસંગ, સદ્બોધ, તીવ્ર વૈરાગ્ય તથા સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રાદિ સાધનોથી દૂર થઇ શકે છે, આત્માની સાથેનો કર્મ સંબંધને નાશ કરવાની જે ભાવના કલ્પિત તરંગ નથી પણ વાસ્તવિક સત્સભાવના છે, અશક્ય વા અસંભવિત નથી પણ શક્ય-સંભવિત છે, એટલુંજ નહિ પણ અગમ્ય છતાં પ્રાપ્ય છે.

**સંબંધ શું અને કેવા સ્વરુપે છે તે જણાવે છે.**
**કર્મ સંબંધના ૩ ભેદ.**

૧ **બાહ્ય સંબંધ**—શરીર ધન કુટુંબ સ્ત્રી તથા ઘર વિગેરે.

૨ **અભ્યંતર સંબંધ**—મન, વચન, ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુર્ગંચ્છા, ત્રણ વેદ, વૃત્તિઓ, તથા જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો, અર્થાત્ નોકષાય, દ્રવ્યકષાય- અને દ્રવ્યકર્મ, ઇત્યાદિ.

૩ **સૂક્ષ્મ સંબંધ**—રાગદ્વેષ અને અજ્ઞાન વા ભાવકર્મ.

આ સર્વ સંબંધો અને તેથી ઉત્પન્ન થતાં અનંત કર્મો, આવરણો, ભવબંધનો, સુખદુઃખની અનંત વેદનાઓ, દુઃખો, તથા તેની

ન્યુનાધિકતાનું મૂળ કારણ વા સર્વ સંબંધાદિનું સુક્ષ્મબંધન તે રાગ દ્વેષને અજ્ઞાન છે. તેજ સુક્ષ્મસંબંધ વા ભાવકર્મ છે, વા તેજ સર્વ કર્મ સંબંધનું મૂળ વા ઉપાદાન કારણ વા અગાધાગ્ર કારણ છે. વિષ વૃક્ષનાં ડાળાં-પાંદડાં નાશ થવાથી ખરી જવાથી વા ન્યુનાધિક થવાથી વિષ વૃક્ષનો નાશ થતો નથી, પણ તેના મૂળનો નાશ થવાથીજ ઝાડનો નાશ થાય છે. તેમ બાહ્યાતર કર્મો ન્યૂનાધિક થવાથી બંધન વા ભવ ભ્રમણનો નાશ થતો નથી, પણ સર્વ સંબંધ અને બંધનના મૂળ કારણભૂત જે ભાવકર્મ છે, તેનો તીક્ષ્ણ નાશ આત્યંતિક નાશ વા મૂળમાંથી નાશ કરવાથીજ સંસારરૂપ વૃક્ષનો અભાવ થાય છે. સર્વ સંબંધ । બંધનરૂપ અનંતભવ વર્દ્ધક આવા મહાન્ વિશાળ ભાવકર્મનો નાશ કરવાનો અદ્ભુત અપૂર્વ અવસર ક્યારે આવશે ? અને

## " વિચરીશું કવ મહત્ પુરૂષને પંથજો "

ગચ્છમતની જાળ રહિત, મમત્વ મતાગ્રહને સંપ્રદાયના મોહ રહિત, માન પૂજાના ગર્વ સ્વાર્થ દોષ, પૌદગલિક પદાર્થોની આસક્તિ, ઇંદ્રિયોની લુબ્ધતા, તથા વાસના છળ પ્રપંચોના અધર્મો અને દુઃખ ઉપાધિ તથા આવરણ બંધન રહિત, ક્લેશભાવ સંકુચિત વૃત્તિ કુસંપ અને કલુષિત પરિણામ રહિત, અને જગદાકાર વૃત્તિ દેહાધ્યાસ તથા રાગદ્વેષાદિ બંધનો રહિત, એવો પરમ કલ્યાણકારી માર્ગ કે જે માર્ગમાં સમભાવ, વિશ્વવ્યાપિ પ્રેમ, આત્માકાર વૃત્તિ, પ્રભુ સ્વરૂપે વિશ્વ દ્રષ્ટિ વા વિશ્વનું અવલોકન રહ્યું છે, વળી જે માર્ગમાં પ્રેમ ઐક્ય અને અભિન્નતાના અનંત પ્રવાહો ઉછળતા હોય, જે માર્ગથી આત્મા સમાજ દેશ અને વિશ્વની ઉન્નતિ-આબાદી થતી હોય, મળ વિક્ષેપ આવરણરૂપ અનંત કર્મો-બંધનોનો નાશ થતો હોય, એવા પુનિત માર્ગે જ્ઞાની મહાત્માઓ વિચરી

જીવાત્માઓનુ પરમ કલ્યાણ માધ્યું છે તેવા પરમ હિતસ્વી સન્માર્ગે વિચારવાનો અને

" સવી જીવ કરૂં શાસન રસી, ઐસી ભાવ દયા મન ઉલસી "

અપરિમિત દયાથી અનંત જીવોના ઉદ્ધારની તથા વિશ્વને પાવન ઉન્નત અને શુદ્ધ કરનાર ભાવ દયાથી અનંતજ્ઞાન સ્વરૂપ મોક્ષ માર્ગને પ્રાપ્ત કરવા શક્તિમાન થાઉં એવો અપૂર્વ અવસર મને તમને અને અખિલ વિશ્વને કયારે પ્રાપ્ત થશે?

પ્રથમ ભૂમિકા અને પ્રથમ ગાથા
સમાપ્ત



## ૨ જી ગાથા ૨ જી ભૂમિકા–તીવ્ર વૈરાગ્ય.

### મૂળ.

સર્વભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહને સંયમ હેતુ હોયજો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહેપણ કિંચિત્ મૂર્છાનવ જોયજો. અપૂર્વ

વાકયાર્થ—સર્વભાવોથી અંતર વૃત્તિને ઉદાસીન (વિરક્ત દ્રષ્ટાભાવ) બનાવી, દેહને માત્ર સંયમના રક્ષણાર્થે રાખી, સંયમના રક્ષણ અને વીતરાગ દશાની પ્રાપ્તિ વના અન્ય ભાવનો ત્યાગ કરી દેહ પ્રત્યે અલ્પપણ મૂર્છા રાખ્યા વિના અમૂર્છિત અને ઉદાસીન પણે, વિચરવાનો મહત્ ભાગ્યશાળી અપુર્વ અવસર ક્યારે આવશે?

### વિવેચન.

સર્વભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી ઉદાસીનતા એ એક મહાન્ આત્મ ગુણ છે, પરંતુ ઘણા જીવાત્માઓ તેના રહસ્યને સમજતા ન હોવાથી ઘણી વખતે ઉદાસીનતાને દીનતા વા ગરીબાઇના રૂપમાં ઘટાવે છે, એ ભૂલ છે દીનતામાં ગરીબાઇ સ્વાર્થ ગરજ વા નિ-ગ્રાશ્રયતાનો ભાવ હોય છે, જેથી તે આત્મિક ગુણ નથી પણ દુઃખી સ્થિતિમાં ઉદભવતી મનની નબળાઇ છે, જો કે દીનતા શબ્દનો કોઇ સ્થળે ઉદાસીનતા અર્થ જણાવ્યો છે, પણ કવચિત્ પ્રસંગેજ તેવો અર્થ હોય છે ઉદાસીનતાના ભાવને અનુસરતા ૩ ભાવ છે. ૧ દીનતા વૈરાગ્ય અને ઉદાસીનતા.

દીનતાનો ભાવ દર્શાવ્યો હવે વૈરાગ્ય અને ઉદાસીનતામાં શું વફાવત છે તે જણાવે છે. વૈરાગ્ય અને ઉદાસીનતામાં શબ્દાર્થભાવ સરખો છે, પણ રહસ્યાર્થ ન્યારો છે. વૈરાગ્ય શબ્દનો સામાન્ય અર્થ વિરકતદશા થાય છે, અને આ ભાવને નિકટદશાને વીતરાગસ્વરૂપમાં ઘટાવિએ તો વૈરાગ્ય અને ઉદાસીનતા એક રૂપ થાય છે, જેથી તે ભાવોને વિચાર પૂર્વક સ્પષ્ટતાથી જણાવી બંનેની ભિન્નતા જણાવે છે.

વૈરાગ્ય અને ઉદાસીનતા એ બનેભાવો (તત્વો) વીતરાગ દશાના અંગો છે દેહાધ્યાસદ્રષ્ટિ અને જગદાકારવૃત્તિથી આત્માથી ભિન્ન જે પરપદાર્થરૂપ જગતના ભૌતિક–માયિકમાં રહેલી આસક્તિ વિગેરે બધનદોષના નાશની શરૂઆત અર્થાત્ સંસારવાસના પ્રત્યે પ્રીતિ મોહનો અભાવ થઇ વિરકતદશાની શરૂઆત એ વૈરાગ્ય તેનો વિશેષતાથી નાશ એ ઉદાસીનતા અને સર્વથા નાશ એ વીતરાગતા,

વૈરાગ્ય એટલે સંસાર પ્રત્યે ઉપેક્ષા અનાસકત વૃત્તિ, ઉદાસીનતા એટલે વિરક્તદશા વા દ્રષ્ટાભાવ અને વીતરાગતા એટલે રાગદ્વેષાદિ સુક્ષ્મકર્મનો અભાવ.

**પ્રશ્ન**—આ ત્રણે શબ્દોનો ભાવ એક સરખોજ છે છતાં ત્રણ શબ્દો મૂકવાની શુ જરૂર છે?

ઉત્તર—આવરણે કર્મની તરતમ્ય (ન્યૂનાધિક) ક્ષીણતાને લઇ, અંતરાત્મા (શુદ્ધમન) ની તરતમ્ય ક્ષયોપશમતાને લઇ, તથા આત્માની તરતમ્ય શુદ્ધિને લઇ એક ભવની ન્યૂનાધિકતા દર્શાવવા ત્રણ શબ્દોનો શાસ્ત્રકારોએ ઉપયોગ કર્યો છે અને સુક્ષ્મતાથી વિચારતાં તે યથાર્થજ છે.

પૂર્વસંસ્કારની જાગ્રતિને લઇ જીજ્ઞાસાથી સમ્યગ જ્ઞાનની પ્રાપ્તિ સુધીમાં એટલે પ્રથમ ગુણસ્થાનકથી ચોથ ગુ. સુધીમાં કષાયની

ઉપશાંતિ તથા આવરણની મંદતાને લઇ, તેમજ સદગુરુનો સમાગમ શ્રદ્ધા, સદુપદેશ, ભક્તિ અને ગદ ન્યા તથા પુરુષાર્થને લઇ સમારવર્દ્ધક ઉત્કૃષ્ટમોહજન્ય માયકનિમિત્તો-પદાર્થોની આકર્ષણ પ્રીતિ તથા આસક્તિની મદતાને લઇ, સમાર પ્રત્યેની જે વિરક્ત ભાવના-ઉપેક્ષા-વૃત્તિ તેને જ્ઞાનીઓ વૈરાગ્ય કહે છે.

સમાગ્વર્દ્ધક અને બંધન કરનાર જે જે નિમિત્તો જેવા કે ગચ્છ-મતાગ્રહ, ઇંદ્રિયાશક્તિ, અસદ્ગુરુમોહ, તથા સ્ત્રી ધન કુટુંબ દેહાદિ આશક્તિ તે અશુભ નિમિત્તો છે, તેના પ્રત્યે પ્રથમ અરુચિ અનાશક્તિ અને ઉપેક્ષા એમ અનુક્રમે વૃત્તિનુ પરિણમન થાય છે, એ વૈરાગ્યનુ પ્રથમ પરિણમન છે, અને પછી કષાય વિષયની ઉપશાંતિ થાય છે, અને આત્માને સન્માર્ગે દોરી જનાર (સન્માર્ગે) જાગ્રત કરનાર, અને શુદ્ધિ કરનાર તથા આવરણ કર્મબંધનથી મુક્ત કરનાર, સત્શાસ્ત્ર સત્ક્રિયા સદ્દેવ સદ્ધર્મ સદ્ગુરુ તરફ આકર્ષણ પ્રીતિ શ્રદ્ધા અને ભક્તિ જાગે છે જેથી સંસાર તરફ ઉપેક્ષા વા અનાસક્ત ભાવ ઉપજે તે વિરક્તભાવ ને વૈરાગ્ય કહે છે વૈરાગ્ય પ્રથમ ગુણ સ્થાનકે જીજ્ઞાસુ વૃત્તિમા ઉદભવે છે, અનેપછી વૃદ્ધિ પામતો તીવ્રતા રૂપ થઇ ચોથે ગુણસ્થાનકે ઉદાસીનતા રૂપે પરિણામે છે વા ઉદા-સીનતાના રૂપમા પરિણામે છે.

વૈરાગ્યની સ્થિતિ પ્રાપ્તિ અને પરિણમનભાવ દર્શાવે છે. વૈરાગ્યની સ્થિત સમાર પ્રત્યે ઉપેક્ષારૂપ વિરક્તદશા, પ્રાપ્તિ પ્રથમ ગુ જીજ્ઞાસુ વૃત્તિમાં, અને પરિણમન-સમ્યગ્પ્રાપ્તિ સ્થાનક ચોથે ગુણસ્થાનકે, અર્થાત્ સમાગ્વર્દ્ધક અશુભનિમિત્તો પ્રત્યે ઉપેક્ષા અ-નાસક્તવૃત્તિ તથા પરમાર્થ સાધનો રૂપ શુભ નિમિત્તો પ્રત્યે પ્રીતિ આસક્તિ અને અનતાનુબંધિ કષાયનો ઉપશમ એ સ્થિતિને જ્ઞાની મહાત્માઓ વૈરાગ્ય કહે છે.

## ઉદાસીનતા.

સમ્યગ્જ્ઞાનદશા પ્રાપ્ત થયા પછી પૂર્વપ્રારબ્ધ કર્મથી શુભાશુભ કર્મના ઉદય સમયે હર્ષ-શોક ન કરતા તન્મય વા તદાકાર ન થતા અશુભ તરફ અરૂચિ અને શુભ તરફ પ્રીતિ કરવારૂપ વિષમ દશા ન લાવતા હિંસા મૈથુન તથા આરંભ પરિગ્રહાદિ ગમે તેવી અશુભ પ્રવૃત્તિ, તથા કિલષ્ટકષાય અને રાગદ્વેષ જન્ય ગમે તેવા અશુભ વિચારો તથા ધ્યાન ચારિત્ર મહાવ્રતાદિ ગમે તેવી શુભ પ્રવૃત્તિ, તથા ક્ષમા ધીરજ મહનતા કરૂણા પરોપકાર ભકિત ને જ્ઞાન વિગેરે ગમે તેવા ઉત્તમોત્તમ સદ્વિચારોમાં આત્મોપયોગ પૂર્વક સમપરિણામે, અલિપ્તતાએ, તથા દ્રષ્ટાભાવે સે શુભાશુભ પ્રારબ્ધનું વેદન કરવુ તેનુ નામ ઉદાસીનતા કહેવાય છે.

વૈરાગ્યમાં કષાયનો ઉપશમ થાય છે, અને તેથી બંધનકારક અશુભ વૃત્તિઓ વા અશુભ કર્મોનો નાશ અને આત્મકસાધક શુભકર્મોની વૃદ્ધિ થાય છે, જ્યારે ઉદાસીનતામા સમવેદનતાથી શુભાશુભ કર્મ બ ંનો નાશ થાય છે કેમકે બંને ભાવો તરફ અનાસક્તતા અને સમવેદનતા હોય છે.

વૈરાગ્યમા કષાયનો ઉપશમ હોવાથી પરમાર્થ સાધક પુન્ય બંધાય છે, અને ઉદાસીનતામા કષાયનો ક્ષયોપશમ હોવાથી શુભાશુભ બને કર્મોની નિર્જરા થાય છે તેમજ ઉપયોગ તથા સ્થિરતાની તરતમ્યતાને લઇ નિર્જરાની સાથે પુન્યાનુબંધિપુન્ય પણ બંધાય છે.

પ્રશ્ન—નિર્જરા સાથે પુન્યાનુબંધિ પુન્ય બંધાય છે તો નિર્જરા અને બંધ બને સાથે કેમ હોય ?

ઉત્તર—જ્યા સુધી વીતરાગ દશા આવી નથી ત્યા સુધી ૪થા ગુ. થી લઇ ૭ મા ગુ. સુધિમા જે ભાવચારિત્ર છે તે સરાગસંયમ છે, અર્થાત્ જગતના લૈકિક શુભાશુભ પ્રારબ્ધમાં ઉપયોગ સ્થિરતા, અને હર્ષ-શોકનો અભાવ આત્મજ્ઞાનીને રહે છે, પરંતુ

૬–૭ ગુ. સુધિ ચારિત્રાવરણીય કર્મનો સર્વથા નાશ થયો નથી, સંજ્વલી કષાય રૂપ દ્રવ્ય કષાય તથા હાસ્યાદિક નોકષાયરૂપ ચારિત્રાવરણીય કર્મ રહ્યું છે જેથી સદગુરૂ સ્વરૂપભક્તિ અને નિષ્કારણ કરૂણા વગેરે કેટલાક પરમાર્થસાધન સદગુણોમા તથા સદપ્રવૃત્તિઓમાં અપરિમિત પ્રીતિની તન્મયતામાં અંતઃકરણનું પરિણમન થવાથી તીર્થંકર ગોત્ર આદિ પુન્યાનુબંધી પુન્યનો બંધ થાય છે, માટે નિર્જરાની સાથે પરમાર્થ પુન્યનો બંધ હોય, જો કે મોક્ષ સાથે તે બંધનો પણ અભાવ હોય છે. જેથી જેમ વૈરાગ્ય અને ઉદાસીનતામાં તફાવત છે તેમ ઉદાસીનતા અને વીતરાગદશાનો તફાવત્ત પણ સ્પષ્ટ જણાય છે.

ઉદાસીનતા ૪થા ગુ. થી ૭ મા ગુ સુધિ હોય છે અને તે દશામાં જો ક્ષાયકસમકિત હોય તો અનંતાનુબંધિકષાયનો ક્ષય અને અપ્રત્યાખ્યાનીકષાય વગેરેનો ક્ષયોપશમ હોય છે, અને ક્ષાયક સમકિત ન હોય તો અનંતાનુબંધિ વગેરે સર્વેનો ક્ષયોપશમ હોય છે.

## વીતરાગદશા,

આત્મોપયોગની તીવ્ર જાગ્રતી, સ્થિરતા અને વિશુદ્ધિથી વિશેષ નિર્જરા કરતો પ્રારબ્ધ કર્મને ક્ષય કરી, અપ્રમત્ત સંયમ, અખંડ ઉપયોગ, અને પરમ નિવારણતાને વીતરાગદશા કહે છે, જે ૮ મા ગુ. ક્ષપક શ્રેણીમાંજ શરૂ થઇ ૧૩ મા ગુ. કેવલજ્ઞાનની પ્રાપ્તિમાં સંપૂર્ણ વીતરાગતા પ્રગટે છે.

પ્રશ્ન—ઉપયોગ અને સ્થિરતાનો નિરોધ કરનાર જે ઘાતીકર્મ તેનો સર્વથા નાશ થાય ત્યારેજ પૂર્ણ વીતરાગતા પ્રગટે છે તો ૮ મા ગુ થી ૧૨ મા ગુ. સુધિમાં ઘાતીકર્મનો આવરણ પ્રારબ્ધ છે છતાં તેને વીતરાગતા શામાટે કહી છે?

**ઉત્તર**—૮ મા ગુ થી ૧૨ મા સુધિમાં ક્ષપક શ્રેણી હોવાથી અખંડ ઉપયોગ અને અવિચ્છિન્ન આત્મસ્થિરતાને લઇ પુન્યાનુબંધિ પુન્ય બંધનો પણ અભાવ છે અને માત્ર નિર્જરા છે, તે પણ અનંત વિશેષ કર્મની નિર્જરા થતી હોવાથી વીતરાગદશા જણાવી છે, વસ્તુત્વે તો કર્મનો સર્વથા અભાવ તેજ વીતરાગના છે.

**વૈરાગ્ય**—કષાયનો ઉપશમ, શુભબંધ અને ૧ લા ગુ. થી ૪ થી ગુ. સુધિ સ્થિતિ છે.

**ઉદાસીનતા**—કષાયનો ક્ષયોપશમ, નિર્જરા અને ૪ થા થી ૭ મા સુધિ સ્થિતિ છે.

**વીતરાગતા**—કષાયનો અભાવ, મોક્ષ અને ૭-૮ માથી ૧૪ સુધિ સ્થિતિ છે.

ઉદાસીનતાની વ્યાખ્યા દર્શાવી હવે પદના વિવેચન તરફ વિચાર કરીએ. એકપરમાણુથી માંડી અખીલ વિશ્વના અનંત પદાર્થો, શુભાશુભ પ્રવૃત્તિ તથા વિચારો, અને પ્રારબ્ધકર્મો, મન વચન કાયાના ત્રણ યોગ, સ્ત્રી દેહ કુટુંબ અને ધનાદિ બાહ્ય સંબંધો, ક્રોધાદિ આભ્યતર સંબધો, તથા રાગદ્વેષાદિ સુક્ષ્મ સબંધો તેમજ સાધન ચારિત્ર તથા પાંચમહાવ્રતાદિ દ્રવ્ય ચારિત્ર વિગેરે સર્વ પ્રારબ્ધો અને ભાવો પ્રત્યે ઉદાસીનતા અનુભવવાનો એટલે સર્વ પ્રારબ્ધ ભાવોને શુદ્ધોપયોગ આત્મ સ્થિરતા સમપરિણામ અને દ્રષ્ટાભાવે વેદવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

**પ્રશ્ન**—સર્વ ભાવથી ઉદાસીનતા લાવવા છતાં દેહની હયાતિ શામાટે રહે છે ?

**ઉત્તર**—વીતરાગ દશાનાં સર્વ કર્મો વા સર્વ ભાવનો અભાવ હોય છે, પણ ઉદાસીનતામાં સર્વ પ્રારબ્ધ કર્મો વા ભાવનો નાશ નથી પણ હયાતિ હોય છે, અને તે સર્વ ભાવોના પ્રારબ્ધ સમયે ઉપયોગની જાગ્રતિ અને સ્થિરતા હોય છે તેથી શુભાશુભ કર્મની

નિર્જરા થાય છે, ઉદાસીનતામાં તો ત્રણ યોગ અને દ્રવ્ય-ભાવકર્મ બંનેનો પ્રારબ્ધ હોય છે, જેથી કર્મપ્રારબ્ધને લઇ દેહ પ્રારબ્ધનો યોગ છતાં દૈહિક દૃષ્ટિ પ્રીતિ તન્મયતા વા આસક્તિ ન હોવાથી કાર્મણજન્ય શુભાશુભ પ્રારબ્ધમાં જેમ આત્મોપયોગ પૂર્વક વેદન હોવાથી કર્મની નિર્જરા થાય છે, તેમ દેહ પ્રારબ્ધમાં પણ ઉપયોગ જાગ્રતીને દ્રષ્ટાભાવ હોવાથી કર્મો અભાવ થાય છે, જેથી સર્વ ભાવના પ્રારબ્ધમાં ઉપયોગ જાગ્રતીપણે ઉદાસીનતા હોવાથી દેહની હયાતી છતાં, તે સ્થિતિ આત્માને બંધન આસક્તિ વા આવરણનું કારણ થતી નથી પણ નિર્જરાનું કારણ થાય છે, અને તેથીજ-માત્ર દેહ તે સંયમ હેતુ હોયજો-એમ કહ્યું છે અર્થાત્ દેહ સંયમના રક્ષણાર્થે પ્રારબ્ધ ભાવથી રહેલ છે, મૂર્છિતભાવ વા આસક્તિ ભાવથી રાખેલ નથી.

—શરીરમાદ્યંખલુ ધર્મસાધનં—

જીજ્ઞાસુનું શરીર, જન સમાજના દીન દુઃખી નોંધીને પરાધીન જીવોની સેવા, સદ્ગુરૂભક્તિ અને આત્માનાહિત સાધન માટે હોય છે, અને મહાત્મા પુરૂષોનો પુનિત દેહ, પ્રારબ્ધ કર્મને ભોગવવા, જીજ્ઞાસુ જીવાત્માઓની ઉન્નતિ કરવા, અને સમાજ દેશ અને વિશ્વનો ઉદ્ધાર કરવા માટેજ હોય છે.

અન્યકારણે અન્ય કશું કલ્પે નહિ—

જે મહાત્માઓના હૃદયમાં ઉદાસીન ભાવ તથા સમ્યક્ચારિત્રનો આવિષ્કાર થાય છે, ત્યારે તેમના વિશુદ્ધ હૃદયમાં અપ્રતિબંધક ભાવ જન્ય દૃઢ સંકલ્પની સ્ફુરણા થાય છે વા નિસ્પૃહી નિષ્કામ અને નિર્લેપતાની પ્રાપ્તિ થાય છે, કે જેથી આત્મસાધન કરતાં સંપૂર્ણ વીતરાગતાની પ્રાપ્તિ અને સહજ પ્રારબ્ધ તથા નિષ્કારણ કરૂણાથી ઉદભવતી, ભવ્યાત્માના ઉદ્ધારની પરમ કરૂણા, તથા આત્મ સ્થિરતારૂપ ભાવસંયમમાં રમણતાના પરમાનંદ શિવાય

આ વિશ્વના અણુમાત્ર પદાર્થની ઇચ્છા આકાંક્ષા પ્રીતિ કે આસક્તિ કાંઇ પણ નહિં જોઇએ.

અરે! કદાચ આ વિનાશી-માયિક વિશ્વ માત્ર સોનાનું થઇ જાય તો એ અમારે તો તે તૃણવત્ છે, એવી વિશ્વ મોહનીથી મુક્ત થએલ મહાત્માને જે શરીર પ્રારબ્ધ છે તે ઉદય ભોગવવા, સંપૂર્ણ વીતરાગતા પ્રગટ કરવા અને—સવિ જીવ કરૂં શાસનરસી—એવી વિશ્વોદ્ધારક ભાવકરૂણાને વિશ્વમાં ફેલાવવા, (અર્થાત્ ભવ્યાત્માઓની ઉન્નતિ કરવા) શિવાય આ વિશ્વના એક અણુમાત્રની ઇચ્છા વિકલ્પ કે પ્રીતિ નથી તો તેવા નિર્મોહિ મહાત્માઓને અનંત પરમાણુઓના સ્કંધરૂપ આ ક્ષણિક વિનાશી દેહ પ્રત્યે ઇચ્છા વા પ્રીતિ હોયજ ક્યાંથી? આવા હેતુથી ઉદાસીનતાએ દેહ રહે છે તેથીજ, કહે છે કે

## દેહે પણ કીંચિત્ મૂર્છા નવ જોયજો.

દેહ ઉપર એક અણુના અનંતાંશ જેટલી પણ મૂર્છા નથીજ. જે દેહ ઉપરોક્ત ત્રણ કારણોથી રહેલ છે ત્યાં જો પ્રકૃતિ પ્રારબ્ધ દોષથી, વા અશુભ કર્મના પ્રબલ પ્રારબ્ધોદયથી દેહ પ્રારબ્ધ આત્માના ઉપયોગ તથા સ્થિરતાને જરાપણ સ્ખલિત કરનાર વા આવરણ કે બંધનના કારણભૂત થતો જણાશે તો આત્માની ઉન્નતિ માટે તે વિનાશી દેહનો, તપ, સંયમ, અને ઉત્કૃષ્ટ ચારિત્ર ધર્મ સાધનથી નાશ કરવામાં જરા પણ વિચાર ખેદ કે વિકલ્પ નહિં થાય, એવી જેના હૃદયમાં રોમરોમ વ્યાપ્ત પ્રબલ ભાવના છે, આત્મની અને આત્મનક્ષ છે. તે મહાત્માને દેહ, વા દેહ પ્રારબ્ધ તરફ અણુમાત્ર પણ પ્રીતિ આસક્તિ વા મૂર્છા હોતીજ નથી, એવી મહાન્ દશા ધારક અપૂર્વ અવસર ક્યારે આવશે? ૨

**ભૂમિકા ૨ ૭ અને ગાથા ૨ ૭ સમાપ્ત.**

## સુચના.

પરમજ્ઞાની મહાત્મા શ્રીમાને ૨૧ ગાથાના પદનો માગ આશય અને ઉદ્દેશ પ્રથમની બે ગાથામાં પ્રસ્તાવનારૂપે દર્શાવ્યો છે, અર્થાત્ પ્રથમની બે ગાથામાં પદની પ્રસ્તાવના, ઉદ્દેશ, ભાવના, અને જીજ્ઞાસાનો ચિતાર દર્શાવ્યો છે, અને ત્રીજી ગાથાથી સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્ર શું છે? તેની કેમ પ્રાપ્તિ થાય? તે પ્રાપ્ત થએલ મહાપુરૂષનું જીવન કેવું હોય? એ વર્ણન દર્શાવે છે.

સમાપ્ત



## ૩૭ ગાથા-૩૭ ભૂમિકા તત્વજ્ઞાનની પ્રાપ્તિ.

મૂળ.

દર્શનમોહ વ્યતીત થઇ ઉપજ્યો બોધ જે,
દેહભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાનજો; અપૂર્વ:

વાક્યાર્થ—દર્શનમોહનીયકર્મના નાશથી જે પરમબોધ ઉત્પન્ન થાય છે તેજ બોધસ્વરૂપથી દેહભિન્ન દેહાતીત-શુદ્ધ ચૈતન્યસ્વરૂપ-જ્યોતિ આત્માનો અનુભવ થાય છે અને તે અનુભવજ્ઞાનથી ચારિત્ર મોહકર્મની પ્રક્ષીણતા-અત્યંતનાશ-અનુભવાય છે તે અનુભવવાનો તથા શુદ્ધ સ્વરૂપના ધ્યાનમા વર્તવા-રમણ કરવા-નો અપૂર્વ અવસર ક્યારે આવશે?

### વિવેચન—સમ્યક્ત્વાધિકાર.

જ્ઞાની મહાત્માઓએ જીવાત્માના અનંત આવરણકર્મો જોઇને તે કર્મોની અનંત પ્રકૃતિઓનુ વર્ણન કરતા સ્થુલ બુદ્ધિવાન્ જીવાત્માને સમજણમા આવી શકે નહીં વા બુદ્ધિગ્રાહ્ય થઇ શકે નહીં એમ જાણી અનંત આવરણ કર્મોનું મૂળ શુ છે અને તેનો નાશ કેવી રીતે થાય કે જેથી જીજ્ઞાસુ જીવાત્મા કર્મપ્રકૃતિના આવરણને સુગમતાથી સમજી શકે. તથા તે આવરણોને દૂર કરવામા સગળતાથી શક્તિમાન થઇ શકે, એ હેતુથી અનંત કર્માવરણોની સંક્ષેપ સ્થિતિ અને મૂળ કારણ જણાવે છે.

ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે અંકસંખ્યાના લબ્ધસંખ્યા અને ઉપલબ્ધસંખ્યા એમ બે ભેદ છે, ૧ થી ૯ સુધીના અંકને લબ્ધસંખ્યા કહે છે, તેને ગમે ત્યાં અને ગમે તેવી રીતે આગળ પાછળ જોડવાના પણ તેની ગણના થઇ શકશે, અને "૦" અનુસ્વાર છે તે ઉપલબ્ધ સંખ્યા છે. મૂળ અંક વિના તેની ગણના થઇ શકિતજ નથી. એટલે ઉપલબ્ધ સંખ્યાની મહત્વના વા ગણના લબ્ધસંખ્યાની હયાતિ વા આગેવાનીને લઇનેજ છે, જો ૧ થી ૯ સુધીના લબ્ધસંખ્યાના કોઇ પણ અંક શિવાય ઉપલબ્ધ સંખ્યારૂપ જે અનુસ્વાર તેને પાંચ પચીસની સંખ્યામા મુકતા પણ સંખ્યાની ગણના થઇ શકે તેમ છેજ નહિ જ્યારે લબ્ધસંખ્યાના ૧ થી ૯ સુધીના કોઇ પણ અંકની સાથે અનુસ્વારોને ૧ થી અનેક મુકતા પણ તે ગણનામા આવી શકે છે

આ સમગ્રવ્યવહાર પ્રચલિત સામાન્ય અંકદૃષ્ટાંત છે. પણ કર્મપ્રકૃતિના વર્ણનમા ઉત્તમતારૂપ પરિણામે છે જેમ લબ્ધસંખ્યાની અંક સંખ્યા ૧ થી ૯ સુધી છે અને ઉપલબ્ધ સંખ્યાના અનુસ્વાર ૧ થી હજાર વા ક્રોડ ગમે છે તેમ તત્વજ્ઞાનપ્રણીત અધ્યાત્મ જ્ઞાનની આંતરિકદશા સમજવા મહાનપુરૂષોએ જ્યા જ્યા દ્રવ્યાનુયોગ (ષટ્દ્રવ્યવર્ણન) નું વર્ણન કરેલ છે–પ્રબોધ કર્યો છે, ત્યાં ત્યાં દ્રવ્યાનુયોગના સત્યસ્વરૂપને સમજવા તથા અનુભવવા માટે કર્મપ્રકૃતિની ગણના કરી છે અને

અનંતતાનું વર્ણન કરતાં કાલ પણ અનંત વ્યતીત થાય છે, અને સર્વજ્ઞ પ્રભુનું પણ આયુષ્ય પરિમિત સમયાન્વિત હોવાથી અનંતકાલના અનંતકાલને લઇ, એક ભાવની અનંતતાને અનંતજ્ઞાની પણ વર્ણવી શકતા નથી, તો પછી સામાન્ય શક્તિ અને અલ્પજ્ઞતાવાળો જીવ અનંતભાવોની અનંતતાનો અલ્પ પણ વિચાર કરવા ભાગ્યેજ શક્તિમાન હોય, જેથી જ્ઞાનીમહાત્માઓએ પદાર્થભાવોની અનંતતાના વર્ણનની દુર્ઘટતામાં મુંઝાતા જીવોને આવરણ કર્મની શક્તિ સમજવાની તથા તેનો નાશ કરવાની સુગમતા માટે કર્મ પ્રકૃતિની ગણનામાં પણ લબ્ધસંખ્યા અને ઉપલબ્ધ સંખ્યા દર્શાવી કર્મની સૂક્ષ્મતા તથા સ્થિતિનું વર્ણન કરે છે.

> **કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ,**
> **તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ**
> **કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ,**
> **હણે બોધ વીતરાગતા, અચુક ઉપાય આમ.**

૩ સૂક્ષ્મકર્મ–રાગ દ્વેષ અને અજ્ઞાનરૂપ જે ભાવકર્મ છે તે.

બાહ્યકર્મ ચક્ષુગ્રાહ્ય છે. અભ્યંતરકર્મ દ્રવ્યમનગ્રાહ્ય છે, અને સૂક્ષ્મકર્મ અંતરાત્મા (શુદ્ધ મન) ગ્રાહ્ય છે, અને શુદ્ધ જ્યોતિસ્વરૂપ ચૈતન્યાત્મા આ ત્રણે પ્રકારના કર્મો તેને ગ્રહણ કરનાર (જાણનાર) ચક્ષુ મન તથા શુદ્ધ મન એ ત્રણ ગ્રાહકો, અને ગ્રાહ્યના વિગેરે સર્વ ભાવનો અવિચ્છિન્ન, અનુત્પન્ન ઉપયોગી સહજ પરિણામી ભાવે દૃષ્ટા છે.

બાલપોથી ભણનાર બાલક વિદ્યાર્થીઓને પળ કલાક દિવસ રાત પક્ષ તથા માસની ગણતરીથી વર્ષનું જ્ઞાન સમજાવી શકાય છે. તેમ આત્મજ્ઞાનની ઉપાસના કરનાર જિજ્ઞાસુ જીવોને નાની નાની પ્રકૃતિઓથી મહાન્ કર્મોની સ્થિતિ જણાવી છે–સમજાવી છે, વર્ષમાં જેમ પળ, કલાક, દિવસ વિગેરેનો સમાવેશ થાય છે, તેમ અનંત કર્મના મજબૂત મોહનીય કર્મમાં સર્વ કર્મ અને પ્રકૃતિઓનો સમાવેશ થાય છે.

વસ્તુતઃ કર્મ એ ચક્ષુદ્રશ્ય વા સ્થૂલમન દ્રશ્ય જુદી જુદી વસ્તુઓ વા પદાર્થો નથી, જાળરૂપ બંધન કે સ્નિગ્ધતારૂપ લેપ નથી, પણ અંતરાત્મા સૂક્ષ્મ (મન) ના જગદાકાર પરિણમનથી ઉત્પન્ન થએલ ભ્રમાત્મક વૃત્તિ, ભ્રાંતિ, માયા, વાસના, વા દોષ છે, તે ભ્રમાત્મક વાસનાની મલવત્તરતા, દ્રઢતા અને શક્તિના કાલપરિગમન ભાવને જાણી, તેનું કાલાયુષ્ય તથા પ્રકૃતિ સ્વરૂપે વર્ણન કર્યું છે, સુવર્ણની સાથે સંબંધિ સંયોગથી રહેલા પુદ્ગલ પરમાણુઓને મેલ વા ધૂળ કહે છે, અને આત્માની સાથે સંબંધિ સંયોગે રહેલ વાસનાને આવરણ વા કર્મ કહે છે, તેનું મોહનીય કે જ્ઞાનાવરણીય એવું કાંઇ પણ નામ હોયજ નહીં, પણ સંસારની વ્યવહાર પ્રવૃત્તિ ચલાવવા જન્મ પામેલ બાલકનું જેમ કલ્પિત નામ આપી, જગતમાં તેની ઓળખાણ કરાવે છે, તેમ જ્ઞાનીઓએ કર્મને સમજાવવા માટે તેનાં ૮ નામો અને ૧૫૮ પ્રકૃતિઓનાં નામોની ગણના

જણાવી છે, વસ્તુતઃ કર્મનું નામ કે સંખ્યા કાંઇ નથી, પણ ભાવ છે, કેમકે જે કર્મનાં અનંત આવરણો વા અનંત કર્મો બતાવ્યાં છે તો અનંતતામાં સંખ્યા કે નિયમિતપણું હોયજ નહિં. વેદાંત જેને ભ્રાંતિ વા માયા કહે છે, સાંખ્ય જેને પ્રકૃતિ કહે છે, તેનેજ જૈન કર્મ કહે છે.

આત્માના શુદ્ધ ચૈતન્ય સ્વરૂપમાં સૂક્ષ્મ મનની અજ્ઞાનતા, અપ્રતીતિ, અસ્થિરતાથી ઉત્પન્ન થતી ભ્રાંતિ, જગદાકારવૃત્તિ વા વિશ્વભાવે મનનુ પરિણમન, એજ માયા, પ્રકૃતિ, વા એજ કર્મ છે.

પ્રજ્વલિત અને પ્રકાશિત દીપક ઉપર આચ્છાદન કરનારી વસ્તુ મૂકવાથી પ્રકાશનો અભાવ થતોજ નથી, છતાં અભાવ દેખાય છે, આચ્છાદનક વસ્તુ દૂર થતાં દીપક જે સ્થિતિમા પહેલાં હતો, તેજ સ્થિતિમાં છે, અને આચ્છાદન સમયે પણ તેજ સ્થિતિમાં રહ્યો હતો, તેમજ—

કાળાં વસ્ત્ર પહેરેલ પુરૂષને દૂરથી દેખતાં દ્રષ્ટિ વિપર્યાસને લઇ સ્ત્રીભાવની સંકલ્પ વૃત્તિ થય છે, પણ તેથી તેના પુરૂષત્વનો અભાવ અને સ્ત્રીત્વની ઉત્પત્તિ થતીજ નથી, તેજ મનુષ્ય સમીપ આવતાં દ્રષ્ટિ પ્રત્યક્ષ થવાથી, તેને પુરૂષરૂપે માનવાથી, પ્રથમ કરેલ સંકલ્પ વૃત્તિનુ પરાવર્તન થાય છે, પણ તેથી તે પુરૂષમાં સ્ત્રીત્વનો અભાવ અને પુરૂષત્વની ઉત્પત્તિ થઇ નથી. તેતો જેવો હતો તેવોજ છે. આ બન્ને દ્રષ્ટાંતો ઉપરથી અનંત જ્યોતિ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યાત્મા, દેહસંબંધ તથા કર્મ સંબંધના આચ્છાદન ભાવને લઇ, પોતાના સ્વરૂપ ધર્મથી અણુમાત્ર પણ શૂન્ય વા ભ્રષ્ટ થયો નથી, અંતઃકરણની અજ્ઞાનતા, મલીનતા, અને માયાસક્ત દોષને લઇ, અંતરાત્માને શુદ્ધ ચૈતન્યતમા આત્મત્વ રહિત થયો હોય તેમ સમજાય છે, તેમાં આત્માનો દોષ નથી, આત્માના સ્વરૂપની શૂન્યતા નથી, પણ માયાસક્ત અંતઃકરણનીજ ભ્રમાત્મક ભૂલ છે.

દ્રષ્ટિ પ્રત્યક્ષ થતાં સંકલ્પિત સ્ત્રીભાવને દૂર કરી પુરૂષને જેમ પુરૂષજ જુએ છે, તેમ પૂર્વસંસ્કાર, જિજ્ઞાસા અને સત્પુરૂષના સમાગમથી અંતઃકરણની આવરણવૃત્તિ, માયાસક્ત દોષ, અને વિપર્યાસને બુદ્ધિનો નાશ થતાં, શુદ્ધ ચૈતન્યાત્મા પોતાના સ્વરૂપેજ સ્થિત છે, એમ પ્રતીત થશે-પ્રત્યક્ષ સિદ્ધ થશે. જ્યાં સુધી તે જ્ઞાનનો અનુભવ થયો નથી ત્યાંસુધી સ્વાત્માની ભ્રમાત્મક ભૂલને માયા પ્રકૃતિ વા કર્મ એવાં કલ્પિત નામોથી આવરણભૂલને સમજાવવા તથા દૂર કરવા પ્રયત્નશીલ થાય પુરુષાર્થી ઉત્સાહી બને, એ કારણથી શબ્દ વ્યવહારની અપેક્ષાએ જે નામો આપ્યાં છે તે અસત્ય નથી પણ વ્યાજબી છે

આ કર્મ ભૂલને સમજાવવા મોહનીય કર્મનુ સામાન્યતાથી વર્ણન કરણું છે.

૧ જ્ઞાનાવરણીય ૨ દર્શનાવરણીય ૩ અંતરાય ૪ મોહનીય (આ ૪ ઘાતીકર્મ) ૫ વેદનીય ૬ નામ ૭ ગોત્ર ૮ આયુષ્ય (આ ૪ અઘાતીકર્મ) મળી આ આઠ કર્માંની, અનંત કર્મોમા વિશેષતા બતાવી છે, અને તેમા પણ મોહનીય કર્મની મુખ્યતા ઉત્કૃષ્ટતા બતાવી છે, જે પ્રકૃતિસ્વભાવ આત્માને આવરણ કરનાર મોહિત કરનાર વા ભ્રમકરનાર થાય તેને મોહનીયકર્મ કહે છે, તેના દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એમ મુખ્ય બે ભેદ છે.

અંતરાત્માની શુદ્ધિ પ્રતીતિ અને અનુભવને આવરણ કરનાર કર્મપ્રકૃતિને દર્શનમોહ કહે છે; જેનાથી સમ્યગ્જ્ઞાન-આત્માનો અનુભવ-સમ્યક્દર્શન-આત્માની પ્રતીતિ-સમ્યક્ચારિત્ર-આત્મ સ્વભાવમાં રમણતા-એ ત્રિગુણાત્મક આત્મશક્તિને આવરણ થાય છે.

## દર્શન મોહના નાશથી અનુભવાતા સમ્યગ્ જ્ઞાન દર્શનનું સ્વરૂપ.

સત્પુરૂષને અંતર્દૃષ્ટિથી ઓળખી, તેના સદુપદેશને શ્રવણ કરી,

નિષ્કામ ભક્તિ અને શ્રદ્ધાથી તેની ઉપાસના કરી, ઇંદ્રિયાસક્તવૃત્તિ તૃષ્ણા, મૂર્છા અને વિષય કષાયાદિ વૃત્તિઓનો ઉપશમ તથા ક્ષયોપશમ કરી, ત્યાગ વૈરાગ્યને ધારણ કરી, સદ્વિચાર શ્રેણીરૂપી વિવેક જ્ઞાનથી આત્માના અને સૂક્ષ્મ મનના કેટલાક સૂક્ષ્મ સાદૃશ્ય ગુણોનુ અવલોક કરી, વિચાર ક્ષયોપશમ અને વૃત્તિ જ્ઞાનને જાગૃત કરી સમાત્મકવૃત્તિ કેળવી સૂક્ષ્મ મનના કેટલાક સાદૃશ્ય ધર્મો–ગુણો આત્માના મનાય છે તે આવરણ માન્યતાને દૂર કરી, મિથ્યાત્વ મોહની મિશ્ર મોહની તથા સમકિત મોહનીની દર્શન આવરણીય ત્રણ આત્મઘાતી પ્રકૃતિનો નાશ કરી, જગતના પદાર્થો, બાહ્યાતર સમસ્ત, મન વચન કાયા અને સૂક્ષ્મ મનથી શુદ્ધ ચૈતન્યાત્માની ભિન્નતા પ્રતીતિરૂપ જે આત્મસાક્ષાત્કાર થાય, તેનેજ જ્ઞાનીઓ દર્શન મોહનો નાશ, સ્વાત્માનુભવ, વા સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ કહે છે.

છે દેહાદિથી ભિન્ન આત્મા રે,
ઉપયોગી સદા અવિનાશ
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે,
કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.–શ્રીમદ્ રાજચંદ્ર.

શાસ્ત્રોમાં દર્શાવ્યુ છે કે દેહથી આત્માને ભિન્ન જાણે તેનુ નામ

તો આ પણ આત્માને દેહથી ભિન્ન જાણે છે, ત્યારે આ બધા મનુષ્યો સમ્યગ્જ્ઞાની વા આત્મજ્ઞાની કહેવાય?

ઉત્તર-છે દેહાદિથી ભિન્ન આત્મા રે" એ ઉપરની ગાથામાંજ સ્પષ્ટ રહસ્ય બતાવ્યું છે કે ચૈતન્યાત્મા દેહથી ભિન્ન છે, ઉપયોગી છે અને નિત્ય અવિનાશી છે એ વાત તો બરોબર છે, પણ ભિન્ન ઉપયોગી અને અવિનાશીપણાનો જ્યારે અનુભવ થાય ત્યારેજ આત્મજ્ઞાન પ્રગટ થયું કહેવાય " એમ જાણ્યું સદ્ગુરૂ ઉપદેશથી રે" ભિન્ન ઉપયોગી અને અવિનાશી પણાનો સદ્ગુરૂના ઉપદેશ સમાગમથી અનુભવ કરે ત્યારે તત્ત્વજ્ઞાન કહેવાય, નહિં તો શબ્દજ્ઞાનજ કહેવાય

અગ્નિને સ્પર્શ કરવાથી બળશું એમ સમજનાર અગ્નિસ્પર્શથી દૂર રહે, તોજ યથાર્થ સમજ્યો કહેવાય, પણ સ્પર્શથી બળશું વા વિષપાનથી મરશું, એમ કહ્યા છતાં સ્પર્શ કરવા તથા વિષપાન કરવા પ્રયત્ન કરે તો તેનું સમજવું ભ્રમરૂપ વા મિથ્યા છે, તેમ પરમાર્થ પામવાની ઈચ્છા કરનાર જીવાત્મા અકલ્યાણરૂપ સંસારની વૃદ્ધિ કરનાર અનંતાનુબંધીય કષાય, માયા, અજ્ઞાન, આસક્તિ, અને રાગદ્વેષાદિમજ જીવન પસાર કરતો હોય તો તેની કલ્યાણ કરવાની જે ઈચ્છા એ જિજ્ઞાસા નથી પણ કલ્પિત કલ્પના વા કુલાચાર સંસ્કાર કે ભ્રમ છે, તેમજ દેહથી આત્મા ભિન્ન છે એમ સમજ્યા છતા આત્માનુભવનો પરમાનંદ ન અનુભવતો હોય, પણ દેહભાવમા આસક્તિ વા દેહાધ્યાસબુદ્ધિની તન્મયતામાંજ જીવન પસાર થતું હોય, વળી આત્મા ઉપયોગી વા દ્રષ્ટા છે એમ માન્યા છતાં આળસ-પ્રમાદ અને અજ્ઞાનમાંજ રમણતા કરતો હોય, અને આત્મા નિત્ય અવિનાશી છે એમ જાણ્યા છતાં અનિત્ય અને અસારરૂપ સંસારના ભૌતિક પદાર્થોમાંજ મોહની વિરા વ્યાકુલતા ખેદ હર્ષ પ્રીતિ આસક્તિ તાદાત્મ્યાકાર વિકલ્પ તૃષ્ણા અને તન્મયતામાંથી

અંતરાત્મા મુક્ત ન થયો હોય, ક્ષણિક પદાર્થો અને ક્ષણિક નામનાઓની લાલસામાંજ જીવન મલીન થતું હોય, વળી અજર, અમર, માન્યા છતાં જરા, અગ્નિ સર્પ, વ્યાઘ્ર ને સિંહાદિ દેહવિનાશક ભયકર નિમિત્તો તથા વિકરાળ કાળને લઇ હૃદય કંપીત થતું હોય, હું મરી જઇશ એવા વિકલ્પ ખેદ, ભય અને ત્રાસથી આત્મા ભયભીત થતો હોય, તો આત્મા દેહથી ભિન્ન છે, ઉપયોગી છે, અવિનાશી અજર, અમર છે એમ બોલવું, વા પુસ્તકાદિકના વાચન, શ્રવણ કે કોઇના સદુપદેશથી સમજવું, તેનું નામ તત્ત્વજ્ઞાન નથી પણ શુકજ્ઞાન છે, તેનુ નામ આત્મજ્ઞાન નથી પણ શબ્દજ્ઞાન, ભ્રમ, અજ્ઞાન વા જડતા છે.

પ્રશ્ન—દર્શનમોહનો નાશ, અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કયારે થાય ?

ઉત્તર—પ્રથમ ગાથામા જણાવ્યા પ્રમાણે જ્ઞાનાવરણીયાદિ કર્મની કાલ અને બલ પ્રમાણ સ્થિતિ સમયાન્વિત (યથાપ્રવૃત્તિકરણ) થયા પછી પૂર્વ સંસ્કારની તીવ્ર જાગૃતિને લઇ પરમાર્થમાર્ગ પામવાની સાચી ભાવના-જિજ્ઞાસા ઉત્પન્ન થાય, અને પછી સંસારવર્દ્ધક માયિક પદાર્થો પ્રત્યે ઉપેક્ષા—અનાસક્તવૃત્તિ કરી, આત્મોન્નતિના સર્વોત્કૃષ્ટ સાધનભૂત સદ્ગુરુની શોધ કરી, તેને અંતર્દૃષ્ટિથી વાસ્તવ્યપણે ઓળખી, સદુપદેશ શ્રવણ કરી, વિચાર મનન કરી, નિષ્કામ, ભક્તિ

દોષો છે તે દોષો તથા કર્મોનો અગાઉ જણાવેલ આદિકસદ્ગુરુનો સદ્ યોગ વૈરાગ્ય અને વિવેકજ્ઞાનપૂર્વક પ્રગટ પુરૂષાર્થથી નાશ કરવો તેને દર્શનમોહનો નાશ કહે છે. અને દર્શનમોહના નાશથી અપૂર્વ આનંદ પ્રતીતિ તથા અનુભવરૂપ જે આત્માનો બોધ-તત્વજ્ઞાન થાય તેને મહાત્માઓ સ્વાત્માનુભવ વા આત્મજ્ઞાન કહે છે.

ઉત્પન્ન થાય તેનું નામ આત્મજ્ઞાન નથી, પણ “ દર્શન મોહ વ્યતીત થઇ ઉપજ્યો બોધ જે ” દર્શન મોહના નાશથી જે બોધ ( આત્માનભવ ) ઉત્પન્ન થાય તે બોધ કલ્પનાજ્ઞાન, શબ્દજ્ઞાન કે બાહ્ય સમજણરૂપ નથી પણ દેહથી ભિન્ન એવા શુદ્ધચૈતન્યસ્વરૂપ આત્માનો આવિર્ભાવ પ્રતીતિ અને અનુભવરૂપ આત્મજ્ઞાન સમ્યગ્ જ્ઞાન વા આત્મસાક્ષાત્કાર છે, અને એજ સત્ય અખંડ અને અવિનાશી જ્ઞાન છે

તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો.

શાસ્ત્રકાર જણાવે છે કે ज्ञानस्यफलंविरतिः જેનું પરિણામ આત્મામાં વિરક્ત દશા થાય તેનેજ જ્ઞાન કહે છે. શાસ્ત્રજ્ઞાન ભણ્યા છતાં વાસના ક્ષીણ ન થઇ હોય ઇંદ્રિયાસક્તિ અને દેહાધ્યાસ દૂર ન થયાં હોય, વિકલ્પ તૃષ્ણા આવરણ ને મોહનષ્ટ ન થયાં હોય, પરમાર્થ-સાધન કરતાં શ્રી ધન કુટુંબાદિમાં વધારે પ્રીતિ–આસક્તિ હોય તો તે એક ભ્રમ વા અજ્ઞાન છે માટે મહાત્માઓ કહે છે કે દર્શનમોહથી ઉત્પન્ન થતા જે જે દોષો તેનો નાશ કરી, શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્યાદિ સદ્ગુણો મેળવી, અપૂર્વ આનંદ, જાગૃતિ અને વિશુદ્ધિથી આત્માનો સાક્ષાત્કાર થતાં જે બોધ થાય તે આત્મજ્ઞાન છે, અને તેથી ચારિત્ર-મોહની ક્ષીણતા નહિ પણ પ્રક્ષીણતા થાય તેજ આત્મજ્ઞાન કહેવાય. આત્માનુભાવ થયા છતાં પણ પ્રારબ્ધકર્મની બલવત્તરતાને લઇ ઉપ-યોગની તીવ્ર જાગૃતિ ન રહે તો ચારિત્ર મોહનીયની ક્ષીણતા થાય પણ તે ક્ષીણતા મૂળ રહી ગએલ ડાળાં પાદડાંના નાશથી થતા વૃક્ષના નાશ જેવી છે.

અર્થાત્ પાણીના સિંચનથી તે વૃક્ષ ફરી નવપલ્લવિત થવાનો સંભવ છે, પરંતુ મૂળથીજ ભસ્મિભૂત થએલ વૃક્ષસ્થાન ઉપર હજારો મણ જળનું સિંચન થતાં પણ અંકુરોત્પન્ન થાયજ નહીં તે પ્રક્ષીણતા છે, તેમ મંદક્ષયોપશમ વા મંદઉપયોગવેદનથી ક્ષયોપશમભાવની મંદતાને લઇ ચારિત્ર મોહનીયની ક્ષીણતા પણ અલ્પજ થાય છે. ઉપયોગવેદનની મંદતા હોવાથી ઉપશમ ભાવની વિશેષતા થાય છે, અને તેથી ચારિત્રાવરણીય કર્મ પ્રબળવેગમાં જ્યારે ઉદયમાન થાય છે ત્યારે તે કર્મ ઉદય સામે ટક્કર ઝિલવા જેટલી શક્તિ ન હોય તો ઉપ-યોગજન્ય થઇ સમ્યગ્જ્ઞાનને આવરણ થવાથી આત્મજ્ઞાનથી પણ પતિત થવાનો પ્રસંગ આવે છે, પરંતુ જ્યારે ઉપયોગની તીવ્રજાગૃતિ હોવાથી ક્ષયોપશમભાવની વેદનવિશેષતાથી ચારિત્રમોહની ક્ષીણજ

પ્રબલતાથી ક્ષીણતા થાય છે જેથી તે કર્મપ્રકૃતિ ફરી ઉત્થાન ન પામે તેવા અપુનરોત્થાનરૂપ અત્યુગ્ર આત્મશક્તિને મેળવે છે જેથી ચારિત્ર મોહની ક્ષીણતા નહીં પણ પ્રક્ષીણતા કહી છે, અને પ્રક્ષીણતા થવાથી પોતાના શુદ્ધચૈતન્યસ્વરૂપમા વર્તે એટલે રમણ કરે. દર્શનમોહ નાશ થવાનો, તેના નાશથી શુદ્ધચૈતન્યસ્વરૂપઆત્માનુભવ થવાનો અને તે અનુભવથી ચારિત્રમોહનીય પ્રક્ષીણતા થઇ આત્મસ્થિરતારૂપ શુદ્ધચૈતન્યસ્વરૂપમા રમણ કરવાનો પરમ ભાગ્યશાળી પરમકલ્યાણકારી અપૂર્વ અવસર ક્યારે આવશે?

આ ગાથામા સમ્યક્દર્શનનુ સ્વરૂપ બતાવ્યુ છે ૐ શાન્તિઃ

## ગાથા ૩૭ અને ભૂમિકા ૩૭

## સમાપ્ત.



ગાથા ૮ થં – ભૂમિકા ૪ થી આ ત્મ (ભાવ) ચા ેત્ર.

મૂળ.

આત્મસ્થિરતા ત્રણ સ ક્ષિપ્ત યોગની
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો
ઘોર પરિસહ કે ઉપસર્ગ ભયે કરી
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો અપૂર્વ.

વાક્યાર્થ—ત્રણ યાગના સક્ષિપ્ત ભાન ૫ આત્મસ્થિરતા દેહની સ્થિતિપર્યંત એટલી પ્રબનતાથી વર્તે ્ પ્રાણઘાતક પરિ તથા ઉપસર્ગના સંયોગે પણ જે સ્થિરતાનો અત ન આવ એવા અપૂર્વ અવસર ક્યારે આવશે?

## વિવેચન—ચારિત્રભાવાધિકાર

પ્રથમ ત્રણ ગાથામા જીજ્ઞાસુદશા તીવ્રદેશ ૩૧ અને ? મ્યગ્દર્શનપ્રાપ્તિ એ ત્રણ ભૂમિ ાનુ વર્ણન કર્યું છે, હવે આ ૪ થી ગાથાથી ૧૨ મી સુધી ૯ ગાથઆેમા દ્રવ્યચારિત્ર તથા ભ વચારિત્રનુ વર્ણન જણાવ્યુ છે ૫ ના પૂર્વ વિભાગ જેમા ૧ થી ૧૨ ગાથાઓ છે અને ઉત્તર વિભાગ જેમા ૧૩ થી ૨૧ (૯) ગાથાઓ છે એમ બે વિભાગ કર્યા છે પૂર્વ વિભાગમા ૧ સમ્ય ત્વભાવાધિકાર અને ચારિત્રભાવાધિકાર એમ બે ભાવાધિકાર છે પ્રથમની ૧ થી ૩ ગાથામ સમ્ય ત્વનુ વર્ણન દર્શાવી ગાથા ૪ થી ૧૨ સુધીમા ચારિત્રાવરણીય કર્મની પ્રકૃતિ તેના નાશનો ઉપાય, તે નાશથી પ્રગટની આત્મસ્થિરતા ચારિત્ર અને ચારિત્રાવરણ વગેરેનુ વર્ણન આ ગાથાથી શરૂ થાય છે

## સ્વરૂપચારિત્ર-આત્મચારિત્ર વા વીતરાગદશા.

આઠે કર્મમાં મુખ્ય જે મોહનીય કર્મ તેના દર્શનમોહ અને ચારિત્ર મોહ એ ભેદમાં પ્રથમ દર્શનમોહનું સ્વરૂપ જણાવી હવે ચારિત્ર-મોહનું સ્વરૂપ બતાવે છે.

અનંતસંસારની વૃદ્ધિ જેનાથી થાય તે અનંતાનુબંધિકષાય (ક્રોધ માન માયા લોભ) અપ્રત્યખ્યાનિક પ્રત્યાખ્યાનિક સંજ્વલનીય એ ૧૬ કષાય હાસ્ય રતિ આદિ ૭ તથા સ્ત્રીવેદ આદિ ૩ વેદ મળી ૯ નોકષાય એમ ચારિત્રમોહની ૨૫ પ્રકૃતિ છે દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિ સમકિત-દર્શનસ્વરૂપ-ને આવરણ કરનાર છે. અનંતાનુબંધિકષાયની ૪ પ્રકૃતિને ગણી છે. ચારિત્રમોહની પ્રકૃતિમાં, પણ અનંતાનુબંધિકષાય દર્શન તથા ચારિત્ર બનેને આવરણ કરે છે, કેમકે અનંતાનુબંધિકષાય-ના ઉપશમથી ઉપશમસમકિત, ક્ષયોપશમથી ક્ષયોપશમસમકિત અને ક્ષયથી ક્ષાયકસમકિત થાય છે. જેથી વસ્તુતઃ તો તેને દર્શનમોહની સાથેજ ગણવી જોઈએ, પણ ચારિત્રને આવરણ કરનાર પ્રકૃતિઓ, દર્શનને આવરણ કરે વા ન કરે એ ભજના છે, પરતુ દર્શનને આવરણ કરનાર પ્રકૃતિઓ, ચારિત્રને આવરણ અવસ્ય કરે છે, જેથી અનંતાનુબંધિકષાયની પ્રકૃતિના બલવાનપણાને લઈ ચારિત્ર મોહમાં પણ તેની ગણના કરી છે દર્શન ચારિત્ર બંનેને આવરણ કરે છે જેથી બંનેમા ગણના કરી શકાય છે, કેમકે તે મિશ્રપ્રકૃતિ છે બાકીની અપ્રત્યાખ્યાનીકષાયથી ત્રણ વેદ સુધીની ૨૧ પ્રકૃતિ ચારિત્રમોહની છે. આત્મસ્વરૂપને આવરણ કરે તે દર્શનમોહ, અને આત્મસ્થિરતાને આવરણ કરે તે ચારિત્રમોહ છે. પરપદાર્થમાં અના-સક્તવૃત્તિ અને ઉપયોગની જાગૃતિપૂર્વક આત્માનુભવ તથા પ્રતીતિ તે દર્શન-સમ્યગ્દર્શન સમ્યક્દર્શન, અને શુભાશુભ પ્રારબ્ધમાં સમ-પરિણામ વેદનથી (હર્ષશોકનો અભાવ) તે ચારિત્ર અર્થાત્ ઉપયોગની

જાગૃતિ તે દર્શન અને સમપરિણામવેદનરૂપ જે આત્મસ્થિરતા તે ચારિત્ર

## દર્શનમોહ અને ચારિત્રમોહ તથા દર્શન અને ચારિત્રનું તારતમ્ય સ્વરૂપ

જગતના કોઇ પણ પદાર્થ પ્રત્યે આસક્તિ વા તન્મયતા ત્યાં દર્શનઆવરણ વા દર્શનમોહ અને તે આવરણનો લય થઇ વા ક્ષયોપશમ થઇ (સત્તાગત દર્શન આવરણ કર્મને ઉદય આવે ત્યારે ઉપયોગપૂર્વક વેદી ક્ષય કરવો તેનું નામ ક્ષયોપશમ) આત્માનો સ્વાનુભવ અને પ્રતીતિ થાય તે દર્શન

જગતના કોઇ પણ પદાર્થના પ્રારબ્ધઉદય વખતે આત્મોપયોગની અસ્થિરતા ત્યાં ચારિત્રાવરણ અને ઉદય સમયે અસ્થિરતાનો લય થઇ જ્ઞાતા દ્રષ્ટા અને શુદ્ધતાપૂર્વક આત્માની સ્થિરતા રહે તેનું નામ ચારિત્ર અર્થાત્ ઉપયોગની જાગૃતિ અને પ્રતીતિ તે જ્ઞાનદર્શન અને ઉપયોગની સ્થિરતા તે ચારિત્ર

દર્શનમોહના નાશથી જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપનો અનુભવ થાય તે આત્મજ્ઞાન. તે પ્રગટ થયાથી ક્ષણે ક્ષણે ઉદયગત શુભાશુભ પ્રારબ્ધ વેદનમાં અનાસક્તવૃત્તિ અને ઉપયોગ જાગૃતિ અને પ્રતીતિ તે

જ્યારે જ્યારે ચારિત્રાવરણીય કર્મનો ઉદય આવે ત્યારે ઉપયોગની જાગૃતિ સાથે વૈરાગ્યની મંદતા હોય તો પ્રારબ્ધવેદનમાં આત્મપ્રતીતિનો ભૂલાવો થતો નથી જેથી સમ્યકત્વને આવરણ થતુ નથી, પણ સ્થિરતા ન હોવાથી ચારિત્રને આવરણ થાય છે, પરતુ જ્યારે ઉપયોગની જાગૃતિ સાથે વૈરાગ્યની જેમ જેમ વિશેષતા હોય છે તેમ તેમ નિર્વિકલ્પવૃત્તિ, સમપરિણામભાવ અને આત્મસ્થિરતા રહેવાથી ચારિત્ર વરણીય કર્મનો નાશ થતો જાય છે અને વિશેષ સ્થિરતારૂપ નિજેષ ચારિત્રની વૃદ્ધિ થતી જાય છે તેમ થતા ચારિત્રમોહની સર્વ પ્રકૃતિઓ ક્ષય થવાથી અસ્થિરતાનો અભાવ થાય છે, અને તેથી અપ્રમત્તસંયમ અને વીતરાગદશાની પ્રાપ્તિ થાય છે અર્થાત્ વીતરાગતાની શરૂઆત થાય છે અને જ્યારે ચારિત્રાવરણીય કર્મની સાથે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય એ સર્વ ઘાતીકર્મના સત્તાગત આવરણો તથા ઉદયગત પ્રારબ્ધનો નાશ થવાથી સંપૂર્ણ આત્મસ્થિરતા થઇ આત્મોપયોગ અખંડભાવે પરિણમે છે ત્યારે સંપૂર્ણચારિત્ર (યથાખ્યાત ચારિત્ર) વા સંપૂર્ણ વીતરાગદશા પ્રગટે છે.

**પ્રશ્ન**—ચારિત્ર એટલે શુ તથા ચારિત્રવરણીય કર્મ એટલે શું ?

**ઉત્તર**—આ પ્રશ્નના સમાધાનમા દર્શનમોહ અને દર્શન તથા ચારિત્રમોહ અને ચારિત્રનો સંક્ષેપથી ભાવ દર્શાવે છે.

જેમ સૂર્યના સામે આવરણ થએલ વાદળના ગાઢત્વની ન્યૂનાધિક્તાને લઇ પ્રકાશની ન્યૂનાધિકતા અનુભવાય છે, વસ્તુત્વે સૂર્ય અને તના પ્રકાશની અભિન્નતા હોવાથી વાદળના આવરણને લઇ તેના પ્રકાશની અણુમાત્ર પણ ક્ષતી કે ન્યૂનાધિકતા છેજ નહિ, તેમ આત્માનુ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ ત્રણેકાળ એકભાવ સ્થિત છે પણ મન વચન કાયાને સૂક્ષ્મ કર્મના આવરણને લઇ ભાવ મનરૂપ ત્રિયોગ ( સૂક્ષ્મ મન કે જેમાં અનંત વિચાર ભાવના તથા શા-

ક્તિઓ રહેલી છે ) ની મલીનતા તે અજ્ઞાન વા અદર્શન, અસ્થિરતા તે ચારિત્રમોહ, અને તેની હયાતિ તે અમોક્ષ. દેહસ્થિત અર્થાત્ ભાવમનસ્થિત જે યોગ તેની શુદ્ધિ તે જ્ઞાન દર્શન: સ્થિરતા તે ચારિત્ર, ક્ષીણતા તે વીતરાગતા, અને સર્વથા અભાવ નાશ તે મોક્ષ.

હવે ગાથાના ભાવનો વિચાર કરીએ કે, આત્મસ્થિરતા એટલે શું ?

**—આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની.**

ત્રણ યોગની પ્રથમ શુદ્ધિ અને સ્થિરતા થઇ સંક્ષિપ્તતા એટલે ક્ષીણતા થતી જાય તેનું નામ આત્મસ્થિરતા વા ભાવચારિત્ર આદિ ત્રણ યોગની હયાતિ જણાવી છે અને તેથીજ કહ્યું છે કે

**—મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો**

દેહની હયાતિ સુધી યોગની પણ હયાતિ છે એ અર્થ નિકળે છે આદિ સ્થિરતાની હયાતિ બતાવવાનો હેતુ છે કે તે સ્થિરતા મુખ્યપણે એટલે વસ્તુતઃ તો દેહપર્યંત-હની હયાતિ સુધી છે.

**પ્રશ્ન**—આત્મસ્થિરતા માટે—"**મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો**" એમ કહ્યું છે તો શું દેહની હયાતી સુધી સ્થિરતા વર્તે અને દેહના વિનાશે સ્થિરતાનો અભાવ થાય ? અને જો તેમ થાય તો દેહના વિનાશની સાથે ચૈતન્યશક્તિના વિનાશને માનનાર ચાર્વાકદર્શનની નાસ્તિકતા સિદ્ધ થતી નથી ? અને કહો કે દુઃખો વેઠીજ આત્મજ્ઞાન તથા આત્મસ્થિરતા મેળવી તે દેહની હયાતી સુધી રહે અને દેહના વિનાશે સ્થિરતાનો અભાવ થાય તો તેવી વિનાશી સ્થિરતા મેળવવાથી શું આત્માને લાભ થાય ?

ઉત્તર—આત્મજ્ઞાન એ અભેદસ્વરૂપ અને શબ્દાતીત હોવાથી તેને યથાર્થસ્વરૂપે સમજવામાં મતિનો મૂલાવો-મતિવિભ્રમ થાય છે.

અભેદ અને શબ્દાતીત સ્વરૂપ છે છતા તેને સમજવા માટે જ્ઞાની-ઓએ શબ્દવ્યવહારથી તારતમ્યતા દર્શાવી છે, તે તારતમ્યતાપણે અધ્યાત્મમાર્ગ વા આત્મધર્મ સમજતા જીજ્ઞાસુ જીવાત્માએ દીર્ઘ-વિચારપૂર્વક વિચારવાનુ—સમજવાનુ છે, અર્થાત્ શબ્દવ્યવહારથી આત્મધર્મ સમજતા આત્માના અભેદસ્વરૂપને ભૂલી જવાનુ વા અન્યથા કલ્પના કરવાનુ ન બને તે લક્ષમા રાખવની ખાસ જરૂર છે જેમકે વિદ્યા એ એકજ વસ્તુ છે પણ તેની શક્તિ પ્રગટ કરવાને સાત ચોપડીઓના જુદા જુદા વર્ગો રાખ્યા છે, પ્રથમ ચોપડીનો પૂર્ણ અભ્યાસ કરેલ વિદ્યાર્થી જ્યારે બીજી ચોપડીમા પ્રવેશ કરે છે ત્યારે પ્રથમ ચોપડીના જ્ઞાનનો નાશ વા ત્યાગ થતો નથી, પણ બીજીના વિશેષ જ્ઞાનમા પ્રથમ ચોપડીના જ્ઞાનનો સમાવેશ થઇ પહેલી–બીજીના જ્ઞાનની અભિન્નતા થાય છે, વા સમુદ્રમા પ્રવેશ કરતી નદીઓના જલનો અભાવ થતો નથી, સમુદ્રના અગાધ જલમા નદીજલનો સમાવેશ થઇ અભિન્નતા ધારણ કરે છે, તેમ યોગની હયાતિમા જે આત્મસ્થિરતા હતી તે વીતરાગતાનોજ ભાવ હતો, અર્થાત યોગ વા દેહભાવની હયાતીમા રહેલી વીતરાગતાને આત્મસ્થિરતા કહે છે અને દેહ-યોગના નાશથી રહેલી આત્મસ્થિ-રતા સંપૂર્ણ વીતરાગતામા સમાવેશ પામે છે, કેમકે કર્મવર્ગણાની સૂક્ષ્મ વિચિત્રતા તથા ગહનતાને તઇ જ્ઞાનીઓ જાણે છે કે જ્યા દિવસ ત્યા રાત છે અને એક ત્યા બે છે એ દ્વંદ્વભાવનાના કુદરતિ નિયમ પ્રમાણે જ્યા સ્થિરતા છે ત્યા અસ્થિરતાનો સંભવ છે, દશમા ગુણસ્થાનકના વીતરાગભાવને પણ વટાવી ઉપશમ શ્રેણીએ ચઢેલ, ઉપશમ વીતરાગી મહાત્માઓ આવરણ કર્મના સૂક્ષ્મ દોષ-થી ૧૧ મે ગુણસ્થાનકથી પડતા, આત્મસ્થિરતા તો અસ્થિરભાવ આવરણને પામે છે, પણ ઘણી વખતે સમ્યકત્વને પણ આવરણ કરી અજ્ઞાનદશાને પામે છે, જેથી દેહની હયાતિએ રહેલી આત્મ

સ્થિરતાનો દેહના વિનાશે અભાવ કે ક્ષીણના રતીજ નથી પણ સંપૂર્ણ વીતરાગદશામાં તેનો સમાવેશ થાય છે. સંપર્ણ વીતરાગદશા પ્રાપ્ત થઇ નથી ત્યાં સુધી મહાન પુરૂષોએ તેનું સ્થિરતા નામ આપ્યું છે અને તે સ્થિરતાથી પતન વા આવરણીત થવાનો પ્રસંગ ન આવે તેને માટે પરમ જાગૃતી સૂચકભાવની આવશ્યકતા પાછલી એ કડીમાં બતાવે છે.

ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી.
આવી શકે નહિં તે સ્થિરતાનો અંતજો.

પરિષહ અને ઉપસર્ગમા તફાવત શું? અને તેનું સ્વરૂપ શું? તેની વ્યાખ્યાઃ અજ્ઞાન આસક્તિ અને આર્તરૌદ્રધ્યાનના ક્લિષ્ટ પરિણામથી ક્રોધકષાય વશ બની દીન દુ:ખી ને પરાધીન એવા બીજા જીવાત્માઓ પ્રત્યે દ્વેષ તથા ઇર્ષ્યાપણે ઘાત કરતાં ચિંતવતાં, માનકષાયવશ બની બીજા જીવો પ્રત્યે ધૃણા કરતાં, ધિક્કારતા ગર્વિષ્ટ બની અધમ અનીતિના પાપ કર્મો કરતાં તથા આરંભ સમારંભના મહાન્ દુષ્કૃત્યો કરતાં, માયાવશ બની બીજાને ત્રાસ આપતાં, છેતરતાં, પોતાના સ્વાર્થ માટે બીજાનાં ધન પ્રાણ ને જીવનને હરણ કરતાં-અને લોભવશ બની બીજા જીવોની અનેક પ્રકારે પાયમાલી કરતાં, હિંસા, અધર્મ, દુરાચાર વગેરે અકૃત્યો-અઘોર પાતકો કરતાં, જે પાપમય ક્લિષ્ટ કર્મબંધ થાય છે તે કર્મોના દુ:ખરૂપ વિપાક પ્રારબ્ધોદયને જ્ઞાની પુરૂષો ઉપસર્ગ તથા પરિષહ કહે છે.

**પ્રશ્ન**—પાપકર્મના બંધથી ઉદયગની વિપાકોદય વેદના વા અશાતા અને ઉપસર્ગમાં ફેર શું?

**ઉત્તર**—અજ્ઞાનદશામાં બાંધેલાં જે પાપકર્મો તેનો પ્રારબ્ધોદય કે ઉદીરણા, કષાય અને આકૂલતાપૂર્વક અજ્ઞાનદશામાં આવે તો તેને અશાતાવેદનીયકર્મ કહે છે. અશાતાવેદનીયકર્મથી ઉદય

થએલી જે વેદના અજ્ઞાનતાપૂર્વક ઉદયમાન હોવાથી આકુલતા, ખેદ, આર્તધ્યાન, ભય, વિકલ્પ તથા રૌદ્રધ્યાન વગેરે દોષોથી વેદનાને ભોગવતાં મોહાસક્તપણે પરિણમી નવિન કર્મબંધનનુ કારણ થાય છે અને તેથીજ તેને અશાતા વેદનીય કહે છે. અને અજ્ઞાનદશામાં કરેલાં પાપકૃત્યોથી કર્મબંધ થયા પછી તે પાપ કર્મોના ઉદય પ્રારબ્ધને જ્ઞાનદશામાં આત્મોપયોગની જાગ્રતિપૂર્વક સમપરિણામે વેદન હોવાથી તેને ઉપસર્ગ તથા પરિષહ કહે છે. આ પ્રમાણે ઉપસર્ગ–પરિષહ તથા અશાતા વેદનીયની ભિન્નતા બતાવી હવે ઉપસર્ગ તથા પરિષહનો તફાવત બતાવે છે.

પૂર્વકર્મના વેર સબંધને લઇ દેવો વગેરેનો આક્રમણરૂપ દૈવ શક્તિથી તથા અસાધારણ નિમિત્તોથી પ્રાણઘાતક પ્રારબ્ધને ઉપસર્ગ કહે છે, અને અશુભ કર્મોદયથી ઉદયગત દૈહિક રોગો તથા શીત, તાપ, ક્ષુધા તૃષાદિના કુદરતી પ્રતિકૂલતાથી ઉત્પન્ન થતાં કષ્ટો વા પ્રાણવિનાશક દુઃખોરૂપ જે પ્રારબ્ધ તેને પરિષહ કહે છે.

ઉપસર્ગ તથા પરિષહ બંનેની દુઃખ વેદનામાં ઉપયોગ જાગ્રતિ અને સમપરિણામ વા આત્મસ્થિરતા હોય તોજ તે ઉપસર્ગ તથા પરિષહ કહેવાય; નહિતો તો અશુભ કર્મનો ઉદય વા અશાતાવેદનીય કહેવાય એ લક્ષ રાખવાનુ છે.

યોગની શુદ્ધિ, સંયમ, સ્થિરતા અને ક્ષીણતા થવારૂપ જે આત્મસ્થિરતા તે કેવી હોવી જોઇએ તે બતાવે છે.

## –ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી.

મરણાંત કષ્ટદાયી શીત તાપ ક્ષુધા તૃષા વિગેરે તથા રોગાદિ પ્રાણઘાતક પરિષહો, ક્રુર રાક્ષસો દેવો અને દૈત્યોની વિશ્વ મહાન દૈવિક શક્તિના ઉપસર્ગો તથા અસાધારણ જાહિરો અને અગ્નિ, સર્પ, સિંહ, વ્યાઘ્રાદિના જીવન વિનાશક ઉપસર્ગોથી પણ અણમાત્ર

## ગાથા ૫ મી

### મૂળ

**સંયમના હેતુથી યોગપ્રવર્તના,**
**સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો**
**તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,**
**અંતે થાય નિજસ્વરૂપમાં લીન જો અપુર્વ.**

મન વચન કાયાના ત્રણે યોગની પ્રવૃત્તિ માત્ર સંયમના રક્ષણ અર્થેજ નાખવાનો અને તે પણ આસક્તિભાવે તથા યોગકારપણે નહિ પણ સ્વરૂપજાગ્રતિ ઓ ઉદાસીનપણે પ્રવર્તના હોવાથી યોગની ક્ષીણતા થઈ યોગાતીત એવા નિજસ્વરૂપમાં સ્થિત રહેવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

### વિવેચન

### –સંયમના હેતુથી યોગ પ્રવર્તના

**સંયમની વ્યાખ્યા.** સમ્યક્ પ્રકારે યમ વા સમ્યગ્જ્ઞાનપૂર્વક યમ નિયમની પ્રવૃત્તિમા ઉપયોગ અને સ્થિરતાના અપૂર્વ આનંદમા વિચરવું તેનું નામ સંયમ

સંયમના ૪ ભેદ

૧ બાહ્યચારિત્ર ૨ સાધનચારિત્ર, ૩ દ્રવ્યચારિત્ર, ૪ ભાવચારિત્ર

### ૧ બાહ્યચરિત્ર.

આરાધકપણું તત્ત્વજ્ઞાન અને સદ્ગુરુ સમાગમના અભાવે બાહ્ય-જીવે સંયમના વાસ્તવ્યસ્વરૂપને ન સમજવાથી સંયમના નામ વા બાના-વેષ નીચે બાહ્ય પ્રવૃત્તિનેજ સંયમ માની રહે છે અને તેનીજ

સત્યની પ્રાપ્તિ થતી નથી. સમ્યગ્જ્ઞાન (તત્ત્વજ્ઞાન) પૂર્વક જે યમાદિ નિયમોનું સેવન થાય તેજ સંયમ અને સંયમધારી હોય તે સંયમી કહેવાય. તત્ત્વજ્ઞાન રહિત તથા પરમાર્થ ધ્યેય અને સદ્ગુરૂની આજ્ઞા રહિત જે જે બાહ્યપ્રવૃત્તિઓ ધર્મના નામે સેવાય છે તે સંયમ વા સાધન ચારિત્ર નથી પણ બાહ્યચારિત્ર એટલે આભાસ વા મિથ્યા-ચારિત્ર છે.

સંયમધારી સંયમી વા ગુરૂ કોણ હોય? સમાજ, દેશ અને વિશ્વને કુસંપ, કલેશ અને પરતંત્રતાના અઘોર પાપમાથી મુક્ત કરનાર, તેના રક્ષણ વા ઉન્નતિ માટે પોતાના તન, મન, ધન, જીવનાદિ સર્વસ્વનો ભોગ આપનાર, અર્થાત્ દેશ સમાજ અને વિશ્વની ઉન્નતિરૂપ યજ્ઞ-વેદીમાં પોતાનો જીવનનું બલિદાન આપનાર, કુદરતી કોપો, ભયંકર રોગો, દુષ્કાલના ત્રાસજનક સંકટો, જાલીમ અમલદારો, અને જુલમી રાજ્યસત્તાની ભયંકરઆપત્તિમાં સપડાએલા એવા દીન, દુઃખી પરાધીન પ્રાણીઓની ઉન્નતિ માટે પ્રાણ ભોગ આપી સેવા કરનાર, પ્રેમ, ઐક્ય, અભેદતા, કરૂણા અને પરમાનંદના સંકલ્પ યોગથી સમાજ દેશ અને વિશ્વનો ઉદ્ધાર કરનાર, કષાય, વિષય, અજ્ઞાન, માયા અને મોહાદિ કર્મશત્રુઓને જીતનાર, પ્રાણાંતઆપત્તિ અને સામ્રાજ્ય સંપત્તિમાં પણ હર્ષ–શોક ન કરનાર તથા આત્માની જાગૃતિ, શુદ્ધિ અને સ્થિરતાના પરમાનંદમાં રમણ કરનાર, તેજ સાધુ, તેજ મહાત્મા, તેજ યોગી વા તેજ સંયમી છે; આવા સંયમ વિનાની સર્વ પ્રવૃત્તિ તે બાહ્ય પ્રવૃત્તિ છે.

સમ્યગ્જ્ઞાનરહિત અને પૂર્વસંસ્કાર તથા જીજ્ઞાસા પ્રગટ થયા વિના કુલાચાર અને સંપ્રદાયમોહથી કલ્પિત કલ્યાણની ભાવનાની કલ્પનાવશ બની, સ્વચ્છંદ, પ્રતિબંધ, અસદ્ગુરૂનીઆજ્ઞા અને સકામ વૃત્તિ (દેવલોકનાં સુખ પુણ્યબંધ તથા ભૌતિક પદાર્થોના સુખની વાંછના) થી દેહાધ્યાસ અને અજ્ઞાનુસહિત મિથ્યાત્વમોહનીય અને

અનંતાનુબંધીય કષાયના ઉપશમ કે ક્ષયોપશમ વિના તેના ઉદયપૂર્વક સામાયિક, પ્રતિક્રમણ, પૂજા, જપ તપ, તથા યમનિયમાદિ પાંચ મહાવ્રતોની શુભાશુભપરિણામપૂર્વક ક્રિયા કરવી તેને બાહ્ય ચારિત્ર કહે છે; વા વેષ ચારિત્ર કે આભાસસંયમ કહે છે; જે સાધન ચારિત્ર પ્રવૃત્તિ સાધ્યલક્ષ તથા સાધનપ્રાપ્તિ વિના થાય તે આભાસ વા મિથ્યા છે, સંસારપરિણામિક છે.

અથવા ઇંદ્રિયાકારવૃત્તિ, દેહાધ્યાસબુદ્ધિ, વસ્ત્ર પાત્ર શિષ્ય સંપ્રદાય અને ક્ષેત્રાદિનો મોહ, ધર્મના નામે મારા તારાની મમત્વ ભાવના, વેષ, બાહ્યપ્રવૃત્તિ, વ્રતો, તથા વિધિનિષેધનો સમજ્યાવગર ખોટો દુરાગ્રહ, અને વિચાર, વિધિ, શ્રદ્ધા, વિવેક, ધ્યેય, તથા વિજ્ઞાનશૂન્ય શુભાશુભપરિણામપૂર્વક શુષ્કક્રિયા તે બાહ્ય ચારિત્ર છે. આવાં મિથ્યા વા આભાસરૂપ અનંતવાર બાહ્યચારિત્રો અનંતભવભ્રમણમાં ધારણ કર્યાં છતાં આત્મા સંસારબંધન અને ભવપરિભ્રમણથી મુક્ત થયો નથી. જેથીજ જ્ઞાની મહાત્માઓ કહે છે કે, તેવી શુષ્કપ્રવૃત્તિઓથી મુક્ત થઈ સાધ્યની પ્રાપ્તિ થાય એવી કલ્યાણકારી સાધન પ્રવૃત્તિનું સ્વચ્છંદાદિ દોષો રહિત થઇ, સદ્ગુરુની આજ્ઞાએ રહી, સાધન કરવુ એજ જીજ્ઞાસનુ લક્ષણ છે, ઉપરોક્ત શુષ્ક શુભપ્રવૃત્તિ કરતાં જેટલી મનનાપરિણામની શુભભાવના રહેવા સ્થૂલ મનની પવિત્રતા, સ્થિરતા રહે તેટલા પ્રમાણમાં પુણ્યબંધ કરી મનુષ્ય ગતિ, રાજ્ય વા દેવગતિ અને રૃદ્ધિ સમૃદ્ધિનું પૌદગલિક ભાવોનું ક્ષણિકસુખ, તથા વિશેષતામાં પ્રબલ પુણ્યબંધનથી નવગ્રૈવેકાદિમાં પૌદ્ગલિકસુખનો કલ્પિત અને ક્ષણિક આનંદ ભોગવી, માયાસક્તપણે તે સુખ પ્રારબ્ધમાં તલિન થઇ અનંતકર્મો ઉપાર્જન કરી અનતભવસંસારમાં ભટકે છે, રખડે છે, અને જો શુભપ્રવૃત્તિમાં અશુભપરિણામપૂર્વક સેવન કરતો હોય તો પાપપરિણામ બાંધી દુઃખનો અનુભવ કરતો સંસારવૃદ્ધિ કરી રખડે છે. શાસ્ત્રકાર કહે

છે કે આવાં બાહ્યચારિત્રો મેરૂપર્વતના ઢગલા જેટલાં અનંતવાર લીધાં છે, છતાં કલ્યાણ થયું નથી માટે હવે કલ્યાણ થવાના કારણભૂત સાધનચારિત્રનું સ્વરૂપ જણાવે છે.

## ૨ સાધન ચારિત્ર.

પૂર્વસંસ્કારની જાગૃતિ, જીજ્ઞાસા, વૈરાગ્ય, સદ્ગુરૂની આજ્ઞા અને અનંતાનુબંધીયકષાય તથા વિષયના ઉપશમથી સમ્યક્ત્વપ્રાપ્તિ માટે પાંચમહાવ્રતોને ધારણ કરી, આત્મજ્ઞાનરૂપધ્યેયે પ્રાપ્તિના લક્ષપૂર્વક સાધનપ્રવૃત્તિનું સેવન કરે તેને સાધનચારિત્ર કહે છે,

કેટલાક સંસારિક જીજ્ઞાસુ આત્માઓ એવા હોય છે કે હજી સમ્યક્ત્વજ્ઞાન પ્રગટ થયું નથી, પણ પ્રાપ્ત કરવાની તીવ્રજીજ્ઞાસા છે તેવા જીવાત્માને સદ્ગુરૂની યથાર્થ ઓળખાણ હોય, નિષ્કામ ભક્તિ, શ્રદ્ધા, અંતરત્યાગ અને તીવ્ર વૈરાગ્ય હોય, સત્પુરૂષનીઆજ્ઞા તથા સમ્યક્પ્રાપ્તિના ધ્યેયપૂર્વક તેમજ વિધિ, વિચાર, શ્રદ્ધા, ભક્તિ, અને વિવેકપૂર્વક દાન, પુણ્ય, પૂજા, સામાયક, ધ્યાન, તપ, જપાદિ સદક્રિયા-સદવ્યવહાર કરતો હોય, અને સંસારની પ્રબલવાસના, આસક્તિ, આરંભ સમારંભની વૃત્તિ, તથા વિષય-કષાયાદિનો અભાવ વા ક્ષયોપશમ નહિં પણ ઉપશમ હોય, અને આવી તીવ્ર સાધક ઉપાસનાથી સમ્યકત્વ થયા પછી પણ આરભ સમારંભરૂપ ગૃહસંસાર અને તીવ્ર કામવિષય કષાયાદિનો પ્રારબ્ધોદય ન આવવાનો હોય તો તેવા આરાધક સાધક જીવાત્માની વૃત્તિ પ્રવૃતિ અને પ્રારબ્ધકર્મને જાણનાર જ્ઞાની મહાત્માઓ પાંચમહાવ્રત આપી ચારિત્ર ધારણ કરાવે છે, તેને સાધક ચારિત્ર કહે છે. ઉપરોક્ત દશાવાળા જીજ્ઞાસુ આત્માની પાંચમહાવ્રત સિવાયની ધ્યાન, પૂજા, તપ, જપાદિ સદક્રિયાને સાધનક્રિયા વા સદવ્યવહાર કહે છે. સમ્યકત્વ સુધીની સાધનક્રિયાને સદવ્યવહાર કહે છે અને પાંચ મહાવ્રતોની સંયમીક્રિયાને સાધનચારિત્ર કહે છે.

-મિથ્યાત્વમોહનીય, અનંતાનુબંધીકષાય, મહારંભ, પરિગ્રહની વાસના અને તીવ્ર કામોદય એ ચાર વૃત્તિઓનો ઉપશમ હોય તોજ જીજ્ઞાસુ આત્માને જ્ઞાનીઓ સાધનચારિત્ર આપે છે.

**પ્રશ્ન**—આગળ જણાવ્યુ છે કે ઉપરોક્ત ચાર વૃત્તિઓનો ઉપશમ હોય અને સમ્યક્ત્વથયા પછી પણ ઉદય ન આવવાનો હોયતોજ જ્ઞાનીઓ સાધનચારિત્ર આપે છે; પાંચમહાવ્રત આપે છે તો તેવુ સાધનચારિત્ર ગ્રહણ કર્યા છતા આર્દ્રકુમાર આદિ કેટલાક મુનિઓ તીવ્ર વૈરાગ્ય અને આત્મજ્ઞાન થયા પછી ચારિત્ર લઈ **વિકારવિષયનો** પ્રબલપ્રારબ્ધોદય થતા ચારિત્રથી મુક્ત થઈ ગૃહસ્થ-વિષય ભોગી બન્યા તેનુ શુ કારણુ?

**ઉત્તર**—આ પ્રશ્ન અતિગહન છે. ૫-૭ વર્ષથી આ પ્રશ્ન ઉપર સૂક્ષ્મતાથી વિચારતા તથા પવિત્ર સત્સંગ યોગે સંવાદ કરતાં પણ હજી તેના પૂર્ણ રહસ્યને સમજી શક્યો નથી, તથાપિ ઉપકારી પરમકૃપાળુમહાત્મા શુભમુનિજીમહારાજના તત્ત્વબોધ અને હાર્દિકૃપાથી તથા પરમકૃપાળુદેવ શ્રીમાનરાજચંદ્રજીના બોધવચનામૃતના વચન વિચાર મનનથી જે સમજાયુ છે તે પ્રમાણે અત્રે જણાવુ છુ.

સમકિત થયા પહેલા આગળ જણાવેલ ચાર મહાવૃત્તિઓના ઉપશમથી પાંચમહાવ્રત ધારણ કરે છે; તેમજ સમકિત થયા પછી પણ ઉપયોગની જાગૃતિ તથા ક્ષયોપશમભાવની મંદતાને લઈ અને વૈરાગ્ય તીવ્રતા હોવાથી ઉપશમભાવની વિશેષતા હોય છે. (કેમકે સમકિતીની દર્શનમોહનો ક્ષયોપશમ વા ક્ષાયકભાવ કર્યા છતા ચારિત્રમોહનો ઉપશમ પણ હોય છે તેથી ઉપશમભાવની વિશેષતા હોય છે) અને ઉપશમભાવની તીવ્રતા હોવાથી જીજ્ઞાસુ વા સમ્યકજ્ઞાનીઓને પણ પાંચમહાવ્રતરૂપ ચારિત્રની સ્ફૂરણા થાય છે-વૃત્તિ ઉદ્ભવે છે, કેમકે

• ઉપયોગની વિશેષ જાગ્રતિ ત્યાં જ્ઞાનની વિશેષતા
વૈરાગ્યની વિશેષ જાગ્રતિ ત્યાં ઉપશમની વિશેષતા
વૈરાગ્ય અને ઉપયોગ બંનેની વિશેષ જાગ્રતિ ત્યાં ચારિત્રની વિશેષતા

**અર્થાત**—વૈરાગ્ની વિશેષતા અને ઉપયોગની મંદતા હોય ત્યારે ઉપશમપરિણામી ભાવ વેદાય છે, વૈરાગ્યની મદતા અને ઉપયોગની વિશેષ વા તીન જાગ્રતિ હેય ત્યારે ક્ષયોપશમિકભાવ વેદાય છે તથા વૈરાગ્ય અને ઉપયોગ બંનેની તીવ્રતા વા સમાનતા હોય ત્યારે ક્ષાયિકભાવ વા વીતરાગતા વેદાય છે.

આ પ્રમાણે ઉપયોગની મદતા અને વૈરાગ્યની વિશેષતાથી ઉપશમભાવની વિશેષતા થવાથી ચારિત્ર લે છે અને ચારિત્ર લીધા પછી સત્સંગ, સત્શાસ્ત્રવચન, વિચાર, સંયમ, તપ, ધ્યાન અને જ્ઞાનનાં સતત્ પુરૂષાર્થથી વૈરાગ્યની તીવ્રતા સાથે જ્ઞાનની પણ તીવ્રતા થવાથી ઉપશમી રહેલ ચારિત્રમોહનીયની વેદકર્મપ્રકૃતિ પ્રબલતાથી પ્રારબ્ધોદયમા આવતાં, ઉપશમભાવ ક્ષયોપશમભાવના રૂપમાં પરિણમી તીવ્રજ્ઞાન વૈરાગ્યના સાધન અભ્યાસથી ક્ષાયિકસમકિત થાય છે.

અખંડઉપયોગસ્વરૂપ ક્ષાયિકસમકિત થયા પછી ચારિત્રમોહનીયની વૃત્તિઓનુ પૂર્ણજ્ઞાન થાય છે, તેથી આ વેદવૃત્તિ ભોગવ્યા વિના કોઇ પણ ઉપાયે, પુરૂષાર્થ, વા સાધનથી ક્ષય થાય તેમ નથી જ એમ યથાર્થ જાણવાથી તેઓ સાધનચારિત્રથી મુક્ત થઇ પૂર્વજન્મના સંસ્કારથી સંબંધિત થએલ સ્નેહપાત્રસાથે પ્રેમપ્રારબ્ધ અને વિકારઆરબ્ધની ક્ષીણતા કરવા માટેજ ગૃહસ્થી બને છે, આર્દ્રકુમારાદિ મહાત્માઓ ગૃહસ્થી બની સંસારપ્રારબ્ધ ભોગી થયા છતાં પરમજ્ઞાનીમહાત્માઓએ તેમને વિરાધક કહ્યા નથી પરંતુ આરાધક કહ્યા છે; શાસ્ત્રકાર જણાવે છે કે

दंसण भट्ठो भट्ठो, दंसण भट्ठस्स नत्थी निव्वाणं;
सिझंति चरण रहिया, दसण रहिया न सिझंति:—

દર્શન એટલે સમ્યક્ત્વથી ભ્રષ્ટએલ સર્વધર્મને મર્વસા . ધનથી ભ્રષ્ટ-પતન છે, ચારિત્રથી પતિત થએલ મોક્ષને પામે છે પણ દર્શનથી પતિત થએલ મોક્ષને પામતો નથી જેથી આત્મ જ્ઞાનીજીવો આત્મોપયોગ, વૈરાગ્ય અને ઉદાસીનતાથી પૂર્વકર્મને સમપરિણામે વેદી પ્રારબ્ધકર્મનો ( ચારિત્રમોહનો ) ક્ષય કરે છે અને પછી દ્રવ્ય તથા ભાવથી ચારિત્ર લઈ પરમગતિ-મોક્ષને પામે છે

અશુભપરિણામથી હિંસા અને મૈથુનાદિનુ સેવન કરતા પાપ બધ થાય

શુભપરિણામથી હિંસા અને મૈથુનાદિનુ સેવન કરતા પુણ્ય બધ થાય.

આત્મોપયોગપૂર્વક હિંસા અને મૈથુનાદિનુ સેવન કરતા નિર્જરા-કર્મક્ષય થાય

આ પ્રમાણે ઉપશમભાવ ચારિત્ર ધારણ કરી પુન ગૃહસ્થી થએલ આર્દ્રકુમારનુ જે દૃષ્ટાંત છે તે પણ ઉત્સર્ગમાર્ગ નથી પરંતુ અપવાદમાર્ગ છે આ અપવાદી દૃષ્ટાંત પણ વિચારવા જેવુ છે આજે શુષ્કચર્યારૂપ બાહ્ય ચારિત્ર ધારણ કરનાર પણ જો વળ ચારિત્ર છોડી ગૃહસ્થી થાય તો જનસમાજમા ધિક્કારને પાત્ર બને છે, ત્યારે આર્દ્રકુમારાદિ મહાન્યોગીઓ ગૃહસ્થ થયા છતા પણ જગતમા આરાધકપણે તથા સ્વરૂપે રહી પૂજનીય બન્યા છે, એજ ઉપરથી સિદ્ધ થાય છે કે તે મહાત્માઓનો ગૃહસ્થપ્રારબ્ધ વિષયા સક્તિથી વિષયોપભોગાર્થ ન હતો, પણ પૂર્વકર્મની ક્ષીણતા માટે આત્મોપયોગની જાગૃતિપૂર્વક હતો જેથી કર્મક્ષયકરી પરમપદને પ્રાપ્ત થયા છે

સાધન મારિગની વ્યાખ્યા ઉપાધ્યાય મહારાજ યશોવિજયજી એ ૧૨૫ ગાથાના સ્તવનની ૭ મી ઢાળમા સામાન્ય

રેખારૂપે દર્શાવ્યું છે. સાધનચારિત્રની સ્થિતિને મળતી વ્યાખ્યા સંવેગપક્ષી સાધુના જીવન સાથે ઘટાવી છે.

જેનાથી તત્ત્વજ્ઞાનપ્રાપ્તિરૂપ જે સાધ્યની પ્રાપ્તિ થાય તેજ સાધન અને તે સદ્સાધનની ઉપાસના કરવી તે સાધનચારિત્ર છે.

### ૩ દ્રવ્ય ચારિત્રની વ્યાખ્યા.

સાધનચારિત્રમાં સાધનની સામાન્ય અને મધ્યમસાધના બતાવી છે વા ઘટાવી છે.

અથવા સામાન્ય અને મધ્યમ સાધનાને સાધનચારિત્ર કહે છે અને અસાધારણ સાધનાને દ્રવ્યચારિત્ર કહે છે. કાર્યનીપ્રાપ્તિ કરાવે તેજ કારણ, અને કાર્યની પ્રાપ્તિ ન કરાવે તે કારણાભાસ વા મિથ્યાપ્રવૃત્તિ. નિશ્ચયની પ્રાપ્તિકરાવે તે વ્યવહાર, અને નિશ્ચય શૂન્યવ્યવહાર તે વ્યવહારાભાસ તેમજ ભાવની પ્રાપ્તિ કરાવે તે દ્રવ્ય, અને ભાવશૂન્ય દ્રવ્ય તે દ્રવ્યાભાસ.

**ઉપાધ્યાયજી મહારાજ** કૃત પચક્રિયાપ્રકરણમાં શિષ્યે પ્રશ્ન કર્યો છે કે અમે જે પ્રવૃત્તિ કરીએછીએ તે સાધ્યભાવ અને ઉપયોગસ્વરૂપ ને સમજતા નથી, પણ શુભપ્રવૃત્તિ હોવાથી દ્રવ્ય ક્રિયા તો કહેવાય કે નહિ? તેવી ક્રિયા કરતાં કરતાં કોઇ વખતે તો અમારૂં કલ્યાણ થશે કે નહિ?

**ઉત્તર**—પૂર્વ દિશામાં જેનું ઘર હોય તો તે પૂર્વ તરફ ધીમે ધીમે ચાલે તો પણ ઘેર પહોંચે છે, પરંતુ પશ્ચિમ દિશામાં ચાલે તો હજારો ગાઉ ચાલે તો પણ તેની ચલનક્રિયારૂપ વ્યવહારથી ઘેર પહોંચી શકે નહિં, કેમકે તે અસત્ છે તેમ ભાવનીસિદ્ધિ કરાવે તેજ દ્રવ્ય વા દ્રવ્યક્રિયા; નહિતો દ્રવ્યાભાસ વા મિથ્યાભ્યાસ છે.

એક પરમાણુથી માંડી ચૌદરાજલોકપર્યંતના દ્રવ્યપદાર્થો મેળવવા

માટે વા ઇંદ્રિયજન્યસુખો અને માયિકવાસનાઓથી સકામપણે જે શુભક્રિયા કરે તેને જ્ઞાનીઓ વિષ ક્રિયા કહે છે.

પુણ્યભાવના અને પરલોકના સુખની ઇચ્છાએ જે શુભક્રિયા કરે તે ગરલક્રિયા. બીજાને દેખાડવા તથા માનપૂજાના સત્કાર અર્થે વા ધર્મી કહેવરાવવા વા સમજણ કે વિચાર વિના એકબીજાની દેખાદેખી જે ક્રિયાથી તેને અન્યોઅન્યક્રિયા થાય વા મિથ્યાક્રિયા કહે છે. આ ત્રણે પ્રકારની શુભક્રિયાને બાલચારિત્રમા ઘટાવી છે. જીજ્ઞાસા, ધ્યેય, સત્પુરૂષની આજ્ઞા અને આત્મ લક્ષપૂર્વક જે ક્રિયા થાય તેને તદ્હેતુક્રિયા ( તત્ હેતુ તેની એટલે આત્માની સિદ્ધિને માટે જે ક્રિયા થાય ) કહે છે આ સાધનક્રિયા વા સાધનચારિત્ર છે, અને આત્મજ્ઞાનપૂર્વક જે ક્રિયા થાય તેને અમૃતક્રિયા કહે છે આ ક્રિયા તે દ્રવ્યચારિત્ર છે: વા સમ્યક્ત્વજ્ઞાન થયા પછી આત્મોપયોગની જાગૃતિ તથા વૈરાગ્યથી સમપરિણામે ઉદાસીનભાવે જે જે પ્રારબ્ધકર્મને વેદતા ક્ષય થાય અને તેથી નિરાવરણસ્વરૂપ આત્મસ્થિરતાની વૃદ્ધિ થવાથી પરિગ્રહ પર કરૂણ વિકાર તથા સંબંધપ્રારબ્ધની વૃત્તિઓ ક્ષય થતાં તેનજ દેહપ્રારબ્ધજન્ય દ્રવ્ય

**પ્રશ્ન**—દ્રવ્યચારિત્ર વિના ભાવચારિત્ર ન થાય તો મરૂદેવીમાતા કુર્માપુત્ર તથા ભરતાદિને ભાવચારિત્ર, કેવળજ્ઞાન અને મોક્ષ સુધીની પ્રાપ્તિ કેમ થઇ?

**ઉત્તર**—દ્રવ્યચારિત્ર વિના ભાવચારિત્ર નજ થાય એ સિદ્ધાંત નિર્યમિત અને અબાધિત છે. વેષવૃત્તિના બાહ્યચારિત્રમોહને લઇ અત્યારના સંપ્રદાયમોહાંધ સમયમાં ઘણાખરા બાહ્યચારિત્રધારીસાધુ ઓ અને ગૃહસ્થો બાહ્યક્રિયા અને વેષનેજ દ્રવ્યચારિત્ર માને છે, પણ તે માન્યતા તદ્દન ખોટી છે એમ ભરતાદિના ચરિત્રોથી સિદ્ધ થાય છે. જો વેષાદિ બાહ્યચારિત્રને દ્રવ્યચારિત્ર માનતા હોય, અને તે માનનારા દ્રવ્યચારિત્ર વિના ભાવચારિત્ર નજ થાય એમ પણ સાથે કબુલ કરતા હોય તો, પ્રશ્ન ઉઠશે કે ભરતાદિને તેવા (વેષાદિ બાહ્ય) દ્રવ્યચારિત્ર વિના ભાવચારિત્ર અને કેવળજ્ઞાન સુધીની પ્રાપ્તિ કેમ થઇ?

**સમાધાન**—ઉપરના પ્રશ્નોનું સમાધાન દ્રવ્યચારિત્રના વર્ણનથી સમજાશે સમ્યકત્વજ્ઞાન વા આત્મોપયોગ સહિત ચારિત્રાવરણીયકર્મના પ્રારબ્ધને સમપરિણામે વેદન કરવાથી જે સ્થિરતા થાય તે ભાવ-ચારિત્ર છે અને ચારિત્રાવરણીય કર્મના ક્ષયથી બાર અણુવ્રતો તથા પાંચ મહાવ્રતો જેવા કે અખિલ બ્રહ્માંડના સૂક્ષ્મ, બાદર, ત્રસ, સ્થાવર જીવો પ્રત્યે મન વચન કાયાના ત્રિધા યોગથી કરૂણા દયા વા અહિંસા રૂપ જે પ્રથમ મહાવ્રત–પ્રાણાતિપાતવિર મણવ્રત.

**૨ જુ મહાવ્રત**—મરણાંત કષ્ટે અને પ્રાણઘાતક સમયે પણ ત્રિવાયોગથી અસત્ય ન બોલવું તેવો મહાન્ સત્ય ગુણધારક મૃષા વિર-મણવ્રત.

અનંત વિશ્વના અનંત પદાર્થોમાંથી એક પરમાણુ જેટલો પણ પદાર્થ લેવાની ઇચ્છા ન કરવી એવું ચૌર્યકર્મ વિરમણવ્રત ત્રીજું મહાવ્રત, લાવન્યવતી લલના વા સૌંદર્યવતી સ્વર્ગની અપ્સરાના સંયોગે

પણ અણુમાત્ર વિકારવૃત્તિ ન જાગે મન વચન કાયાના ત્રિધાયોગની શુદ્ધિથી દૃઢતા પૂર્વક મહાન્ બ્રહ્મચર્ય ગુણ ધારક મૈથુન વિરમણવ્રત ચોથુ મહાવ્રત—અને એક પરમાણુ માત્રના સંચય–પરિગ્રહ કરવાની ઇચ્છા ન થાય એવુ અકિંચન નિસ્પૃહતા ગુણધારક પરિગ્રહવિરમણવ્રત પાંચમુ મહાવ્રત—આ પચ મહાવ્રતના પાથ ઉત્કૃષ્ટ અસાધારણ આત્મગુણો તથા ભાવચારિત્રની ક્ષણે ક્ષણે વૃદ્ધિ થવાના સાધનભૂત ક્ષમા, આર્જવ, ધીરજ વિગેરે યતિ ધર્મના અનેક આત્મિક ગુણો પ્રગટતાના સ્થાનભૂત આત્મિક યોગશક્તિ તથા યોગશુદ્ધિ નેજ મહાન્ પુરૂષો દ્રવ્ય ચારિત્ર કહે છે.

સમ્યક્ત્વ પછી શ્રાવકના બાર અણુવ્રતોના આત્મિક ગુણો તથા બાર ભાવનાની શક્તિને મધ્યમ દ્રવ્યચારિત્ર કહે છે, અને સાધનચારિત્ર તે જઘન્ય દ્રવ્યચારિત્ર છે જઘન્ય અને મધ્યમ દ્રવ્ય ચારિત્રમા ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનો સમાવેશ થાય છે.

**૪ મોક્ષ**—સમારૃપ્રાન્બધથી મુક્ત, થઇ સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રની પ્રાપ્તિમહ પરમઅવ્યાબાધપદની પ્રાપ્તિ તે મોક્ષ, વા સર્વ કર્મથી મુક્ત થવુ તે મોક્ષ,

આ પ્રમાણે ચાર પુરૂષાર્થ ધર્મ, બાર અણુવ્રતધર્મ, બાર તથા ચાર ભાવનાધર્મ અને પાચ મહાવ્રત ધર્મરૂપ આત્મિક શક્તિને દ્રવ્યચારિત્ર કહે છે

## ૪ ભાવચારિત્ર

સાધન ચારિત્રના ગુણોથી સમ્યક્ત્વ પ્રાપ્તિ થાય છે, આત્મજ્ઞાનની પ્રાપ્તિથી દ્રવ્ય ચારિત્ર થાય છે, અને આત્મજ્ઞાન તથા દ્રવ્ય ચારિત્રના આત્મિક ગુણો સહિત ઉપયોગ જાગૃતી અને વૈરાગ્ય પૂર્વક ચારિત્રાવરણીય કર્મના શુભાશુભ પ્રાગ્બધમા

**જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા**—ઉપયોગ જાગ્રતી શુદ્ધિ નિરા વરનતા અને સ્થિરતા રહે તેને ભાવચારિત્ર કહે છે.

આ વિવેચનથી સમ્યગજ્ઞાન દર્શન ચારિત્ર અને વીતરાગતાનો સક્ષેપભાવ સમન્વય છે દર્શનમોહકર્મના ઉદયમા આત્માની જાગૃતી તે સમ્યકજ્ઞાન, પ્રતીતિ તે સમ્યકદર્શન, ચારિત્રમોહકર્મના ઉદયમા ઉપયોગ જાગૃતી તથા આત્મસ્થિરતા તે સમ્યકચારિત્ર અને મોહની જ્ઞાનાવરણીય આદિ ચાર ઘાતી કર્મના ઉદયમા આત્માની જાગૃતી સ્થિરતા અને વિશુદ્ધિ તે વીતરાગતા ચારઘાતીકર્મનો ક્ષય અને વેદની આદિ ચાર અઘાતિ કર્મના ઉદયમા અખડ દશા તથા અખડ સ્થિરતા તે કેવળજ્ઞાન અને ઘાતી અઘાતી આઠે કર્મનો સર્વથા નાશ તે સપૂર્ણ વીતરાગતા વા મોક્ષ ભાવચારિત્રનુ સ્વરૂપ અગમ્ય ગહન અને વચનાતીત હોવાથી અને તે દશાનો મને સાક્ષાત્કાર ન હોવાથી પૂરમ કૃપાળુ મહાત્મા શુભમુનિજીમહારાજના સત્સગથી મને જે કાઇ સન્માર્ગ પ્રકાશ અને તત્ત્વબોધની

પ્રાપ્તિ થએલી છે તે અનુસારે ભાવચારિત્રની સામાન્ય વ્યાખ્યા કરી છે.

ઉપરોક્ત વર્ણન અનુસારે સાધનચારિત્ર, સમ્યક્જ્ઞાન, દ્રવ્યચારિત્ર, તથા ભાવચારિત્ર સ્વરૂપ જે આત્મધર્મ વા સંયમ ( આનું નામ તે સત્ય વા શુદ્ધ સંયમ ) તેના રક્ષણાર્થે મન વચન કાયાના ત્રણે યોગની પ્રવર્તના—પરિણમન થાય છે.

ત્રણે યોગ મલીન અને અસ્થિર હોય ત્યારે તેની પ્રવર્તના દ્રવ્ય પદાર્થોની આસક્તિ, જડ પદાર્થોની ઉપાસના અને ઇંદ્રિયજન્ય વિષયોની વૃદ્ધિઅર્થે થાય છે. અર્થાત્ દેહભાવના મોહાર્થે થાય છે, અને યોગ જ્યારે શુદ્ધ તથા સ્થિર હોય ત્યારે તેની પ્રવર્તના સંયમની રક્ષા અને વૃદ્ધિ અર્થે થાય છે, અને તે પ્રવર્તના આસક્તિને અજ્ઞાન રહિત હોવાથી બંધનપરિણામી થતુંજ નથી પણ

**સ્વરૂપલક્ષે જીનઆજ્ઞા આધીન જો.**

સ્વરૂપલક્ષ એટલે આત્મોપયોગપૂર્વક અને જીનાજ્ઞા એટલે આત્મસ્થિરતા ઉદાસીનભાવ વા વીતરાગતા પૂર્વક હોવાથી 'તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં' તે પણ એટલે યોગ તેનો પ્રારબ્ધ અને તેની પ્રવર્તના ક્ષણે ક્ષણે ક્ષીણતાને પામી—આવરણકર્મની ક્ષીણતા થઇ "અંતે થાય નિજસ્વરૂપમાં લીન જો" અંતે પોતાના સ્વરૂપમાં લીન થાય એટલે યોગની હયાતિમાં જે આત્મસ્થિરતા હતી તે યોગના નાશમાં પૂર્ણવીતરાગસ્વરૂપ થઇ નિજસ્વરૂપની સંપૂર્ણ લીનતાને પ્રાપ્ત થાય અર્થાત્ સ્વરૂપમાં રમણ કરે વા યોગાતીત સ્વરૂપમય બને. જે યોગાધીન સ્વરૂપાનુભવ હતો તે યોગાતીત સ્વરૂપાનુભવ બને તેનેજ જ્ઞાનીઓ મોક્ષ કહે છે.

આવો યોગાતીત સ્વરૂપ અનુભવવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

ગાથા ૪ થી અને ૫ મીમાં દ્રવ્યચારિત્ર તથા ભાવચારિત્રનું અપૂર્વ રહસ્યમય વર્ણન કર્યું છે તો પણ હજી તે ચારિત્રધર્મથી ઉત્પન્ન થતા કેટલાક આત્મિકગુણો તથા આચરણનુ વર્ણન ગાથા ૬ થી ૧૨ સુધી ૭ ગાથામાં તેજ વર્ણનનો ભાવ જણાવે છે જેથી ૧૨ મી ગાથા સુધી ચારિત્ર વર્ણન પ્રકરણ ચાલુ રહેશે

**મૂળ.**

**ગાથા ૬ થી ચારિત્રના ગુણો તથા આચરણો**

**પંચવિષયમાં રાગદ્વેષ વિરહિતતા,**
**પંચપ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,**
**દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ પ્રતિબંધ વિણ,**
**વિચરવું ઉદયાધીન પણ વિત લોભ જો. અપૂર્વ.**

**વાક્યાર્થ**—પાચ ઇંદ્રિયોજન્ય વિષયમોહમાં રાગદ્વેષ રહિત (અનાસક્તિ) પણે મનની સ્થિરતા, દઢતા, અનુભવવાનો અને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ એ ચાર પ્રકારના બંધનકારક પ્રતિબંધનો રહિત થઇ ઇચ્છા રહિત ઉદયાધીનપણે વિચારવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

## વિવેચન

જ્ઞાનીઓને પાચ ઇંદ્રિયોના વિષયનો પ્રારબ્ધ હોય કે નહીં? તેનો ઉત્તર જણાવે છે, જીજ્ઞાસુ અવસ્થામા વિષયનો ઉપશમ હોય છે પરંતુ આત્મજ્ઞાન થયા પછી વિષયનો પ્રારબ્ધ ઉદય હોય છે, પણ તે પ્રારબ્ધોદયને અનાસકતપણે ઉપયોગપૂર્વક વેદન કરવાથી નૂતનકર્મબંધ થતો નથી અને ઉદયગત પ્રારબ્ધકર્મની નિર્જરા-ક્ષય થાય છે. વિષય વિકારવૃત્તિ એ વેદપ્રકૃતિના અધ્યવસાય વા પરિણામ છે જ્યાસુધી વેદપ્રકૃતિ સત્તામા છે ત્યાસુધી વિકારવૃત્તિ ઉદયગત થાય છે વેદપ્રકૃતિનો સત્તામાથી નાશ થવાથીજ વિષયનો સર્વથા અભાવ થાય છે.

અર્થાત્ કષાય પ્રારબ્ધમાં પણ આત્મસ્થિરતાની અબાધા અસ્ખલના રહે તેજ અપ્રમત્ત ચારિત્ર છે.

મદ—સંયમી પુરૂષોને અહંકાર ગર્વ વિગેરે ક્ષુદ્રવૃત્તિરૂપ સ્થુલ-મદનો તો અભાવજ હોય છે પણ યોગની શુદ્ધિ અને સ્થિરતાથી ઉત્પન્નથતી મહાન્ લબ્ધિઓ તથા સિદ્ધિઓના ગમય પ્રસંગે તથા પુન્યજન્ય શાતાવેદનીયના પ્રારબ્ધોદયમાં આત્મામાં પ્રસન્નતા થય તો તે પણ પુદ્ગલ આનંદ થાય છે, તેથી ઉપયોગનું કષાયાકારે પરિણમન થાય છે, તથા હર્ષ શોકના અભાવરૂપ સમપરિણામ.વા સ્થિરતાને બાધ આવે છે વા સ્ખલના થાય છે, તે બાધારૂપ સૂક્ષ્મવૃત્તિને મદ કહે છે, અર્થાત્ સિદ્ધિ લબ્ધિ અને શાતા વેદનીય-ના ઉદય પ્રસંગે હર્ષવેદન થાય તો મદ, અને હર્ષ-શોક રહિત દ્રષ્ટાભાવ રહે તો અપ્રમત્ત સંયમ કહે છે.

વિકથા—પરમયોગીઓને ભાવચારિત્રના પરમાનંદમાં સ્ત્રિકથા રાજકથાદિ સ્થુલવિકથાનો અભાવજ હોય છે, પણ અનિષ્ટ વા અપ્રયો-જનભૂત પ્રારબ્ધકર્મના ઉદયમાં જો વૃત્તિનું આકુલના વા શોકભાવે પરિણમન થાય એટલે સ્ત્રીકથાદિ પ્રસંગોમાં વૃત્તિનું ઉદ્વેગ વા શોકપણે પરિણમન થાય તો તેને વિકથા કહે છે.

પ્રમાદ—પરમજ્ઞાનીઓને આવી ઉચ્ચદશામાં આળસ નિદ્રાદિ સ્થુલપ્રમાદનો અભાવ હોય છે, પણ ઘાતીકર્મના શુભાશુભપ્રારબ્ધો-દયમાં આત્મસ્થિરતા અડગ અચલિતપણે રહે તેવી અપૂર્વ અસાધારણ વીર્યશક્તિ સ્ફુરાયમાન થવામાં પ્રારબ્ધકર્મની વિરોધતાને લઇને આત્મ-સ્થિરતાની મંદતા થાય તો તેને પ્રમાદ કહે છે, અને આત્મસ્થિરતા અબાધિત રહેતો અપ્રમત્ત સંયમ કહેછે.

**પ્રમત્તચારિત્ર તથા અપ્રત્તમ ચારિત્રની અપૂર્વ વ્યાખ્યા.**

વિષય, કષાય, મદ, વિકથા અને પ્રમાદ એ પાંચ મહાન્ દોષો છે તે જ્ઞાનદર્શન અને ચારિત્રના ઘાતક-અવરોધક છે, આ પાંચદોષોના

પ્રારબ્ધોદયમાં તદાકારવૃત્તિ બહિરાત્મભાવ, અને અજ્ઞાન હોય તો સમ્યકત્વજ્ઞાનનો અભાવ હોય છે, અને તેને મિથ્યાત્વદશા કહે છે, અને જો તેના પ્રારબ્ધોદયમા ઉપયોગની જાગૃતી હોય, અને આત્મસ્થિરતાનો અભાવ હોય તો સમ્યકત્વજ્ઞાનની પ્રાપ્તિ પણ ચારિત્રનો અભાવ હોય છે, ઉપયોગ જાગૃતી અને આત્મસ્થિરતા હોય તો અપ્રમત્તચારિત્ર હોય છે, ઉપયોગ જાગૃતી વૈરાગ્ય અને ઉદાસીનતા હોય પણ આત્મસ્થિરતાની ક્વચિત સ્ખલના થઇ જાય ત્યારે તેને પ્રમત્તચારિત્ર કહે છે. અને પાચ ભાવપ્રમાદ જોગોનો સર્વથા નાશ થાય તો તેને વીતરાગતા વા કેવલજ્ઞાન કહે છે.

આ પ્રમાણે પાચવિષયના પ્રારબ્ધમા રાગદ્વેષ રહિતપણે વિચરવાનો અને પાચપ્રમાદના પ્રારબ્ધમા આત્માના અક્ષોભપણે રહેવનો અપૂર્વ અવસર ક્યા

**દ્રવ્ય ક્ષેત્રને કાલભાવ પ્રતિબંધવિણ**—દ્રવ્યથી એકપરમાણુથી માડી ચૌદરાજલોક પર્યંત, ક્ષેત્રથી એક આકાશ પ્રદેશથી લઇ લોકાકાશ પર્યંત, કાલથી એકસમયથી લઇ અનતસમય પર્યંત અને ભાવથી એક વિચારભાવના તથા અધ્યવસાયથી લઇ અનતપરિણામોના પ્રતિબધ રહિત અપ્રતિબંધપણે વિચરવુ એ દ્રવ્ય-ભાવ સંયમી સાધુનો પરમસત્ય સનાતન ધર્મ છે.

પ્રતિબંધ એ આવરણ છે અને આવરણ તો બંધન વા સંસાર પરિભ્રમણ છે, અસાર તો ગૃહસંગ કરી સાધુદશા લહ્યાનુ માન્યા છતા દ્રવ્યથી વસ્ત્ર, પાત્ર, પુસ્તક, શિષ્ય ઉપાશ્રય, સંપ્રદાય તથા તેવા અનેક બંધનકારક જડ પદાર્થનો પ્રતિબધ તેમજ હેતુ, ભાવ અને પરિણામ સમજ્યા વિના તે બાહ્યસાધનોના ગ્રહણ સાગમા દુરાગ્રહ ક્ષેત્રથી પ્રતિબંધ-માન પૂજા, સત્કાર થાય તેવા અને મન પ્રસન્ન પડવા ક્ષેત્રમા વિચરવુ કાલથી પ્રતિબધ છદ્મસ્થા શ્રદ્ધા આજ્ઞા વિવેક અને ધ્યેય શૂન્ય બાહ્ય પ્રવૃત્તિના વિધિ-નિષેધ અને સમય પ્રતિબધમા દુરાગ્રહ, ભાવથી પ્રતિબધ—જડ પદાર્થમા ઇચ્છા,

આસક્તિ, મમત્વ, મૂર્છા, અને અજ્ઞાન પૂર્વક શિષ્ય, વસ્ત્ર, પાત્રાદિ તથા બીજા અનેક જડ પદાર્થમાં પ્રીતિ રમણતા.

આ ચારપ્રકારના પ્રતિબંધથી મુક્ત થયાવિના આત્મજ્ઞાન પ્રગટ થતુ નથી તો પછી ભાવચારિત્રની પ્રાપ્તિ થવાની કલ્પનાજ ક્યાં કરવી રહી?

ચાર પ્રકારના પ્રતિબંધ રહિત અને વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જે શ્રીમાન્ મહાત્મા જણાવે છે કે.

"સ્વરૂપ સ્થિત ઇચ્છા રહિત વિચરે પૂર્વ પ્રયોગ.
અપૂર્વ વાણી પરમશ્રુત સદ્‌ગુરૂ લક્ષણ યોગ."

સ્વરૂપ સહિત ઉદય પ્રમાણે વિચરનાર, અપૂર્વ વાણી પ્રકાશક અને પરમજ્ઞાની એ સદ્‌ગુરૂનાં લક્ષણ બતાવ્યાં છે, તેમાં ઇચ્છા-રહિત એ લક્ષણ ઉપર તથા આ ગાથાના છેલ્લા પદમાં જણાવ્યું છે કે "વિચરવું ઉદયાધીન પણ વીતલોભ" વીતલોભ-ઇચ્છારહિત, આ ઉપરથી જે પ્રશ્ન ઉઠાવે છે તે બતાવે છે.

પ્રશ્ન— સ્વરૂપચારિત્રવાન સંયતીને ક્યાંય પણ જવા આવવાની ઇચ્છા થતીજ નહિ હોય? વળી એક સ્થળે દર્શાવ્યું છે કે "જ્યાં ઇચ્છા ત્યાં ગણ ગણાય" તો સંયમીને ઇચ્છા ન હોય? ઇચ્છા એ સ્થૂલમનનો વિચાર છે અને સ્થૂલમન તો કેવલીભગવાનને પણ હોય છે ત્યારે ઇચ્છા રહિત વિચરવું તેનો આશય શું?

ઉત્તર—ઇચ્છાશબ્દમાં ઘણા અર્થો સમાયા છે. ઇચ્છા એટલે વિકલ્પ, ભાવના, વિચાર, વૃત્તિ, અશ્રદ્ધા, અસ્થિરતા, આર્ત રૌદ્રધ્યાન, આકુલતા, હર્ષ-શોક આકર્ષણ અને આસક્તિ,

એ દોષ રહિત સહજ ઉદયપણે, સમભાવે, અવિકલ્પ અને અનારાકતપણે આનંદથી વિચરવું વા સહજ પ્રારબ્ધની સ્ફુરણાથી વિચરવું તેને ઇચ્છારહિત વિચારવું કહે છે. કેમકે જે ઇચ્છામાં આકુલતા હર્ષ-શોક અને આસક્તિ હોય છે, ત્યાંજ બંધન છે,

અને આ કૃતતાદિ દોષો રહિત સહજ પ્રારબ્ધનું વેદન છે ત્યાં અબંધ નિર્જરા છે, અને તેથીજ ઇચ્છા રહિત વિચરવું એમ જે ભાવ મૂક્યો છે તે યથાર્થ છે સત્ય છે. દ્રવ્યક્ષેત્ર કાળ ભાવના પ્રતિબંધ રહિત અપ્રતિબંધપણે ઉદયાધીનપણે, પંચવિષયના પ્રારબ્ધમાં રાગ દ્વેષ રહિતપણે, પંચપ્રમાદના પ્રારબ્ધમાં મનના–આત્માના અક્ષોભ-સ્થિરતાપણે, અનિચ્છિત પણે, તથા અપ્રમત્તપણે, વિચરવ નો અપૂર્વ અવસર ક્યારે આવશે?

### ગાથા ૭ મી:—ચારિત્ર વર્ણન.

**મૂળ**—ક્રોધ પ્રત્યેનો વર્તે ક્રોધ સ્વભાવતા, માન પ્રત્યેતો દીનપણાનું માનજો;

**-માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની;**

**લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ**

**વાક્યાર્થ**—બીજા કોઇ પ્રત્યે જરાપણ ક્રોધ ન કરતા પોતાના ક્રોધ પ્રત્યેજ ક્રોધ અરૂચી–ઉપેક્ષા કરી, ખોટું અભિમાન ન કરતાં, માન પ્રત્યે દીનતા કરી (સરલતા રાખી) બીજાને નહીં છેતરતાં, માયાવૃત્તિ પ્રત્યેજ માયા રાખી (મ યાવૃત્તિને ચાલાકીથી સમજી તેને દૂર કરી) અને લોભ પ્રત્યે અલોભતા કરી, અર્થાત્ જડ વિનાશી પદાર્થમાં નહીં લોભાતાં તેમાં પ્રેમ ન રાખતાં વા તેની ઇચ્છા ન કરતાં અલોભ–સંતોષની ઇચ્છા રાખી ક્રોધ માન માયા લોભ એ ભવ વૃદ્ધિકારક ચાર કષાયથી રહિત થઇ પરમાનંદપણે વિચરવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

### વિવેચન.

અનાદિકાલના અજ્ઞાનપણાને લઇ તથા દેહાધ્યાસથી જીવાત્માને સદગુરૂનો સમાગમ અને સદબોધ છતાં વૃત્તિઓનો ક્ષય વા ઉપશમ થઇ શકતો નથી અધ્યાસદોષથી તે વૃત્તિઓ પુનઃ પુનઃ ઉત્થાન પામે છે જેથી જ્ઞાનીઓએ જીવાત્માને વૃત્ત સંગમ કરવા માટે અને અનાદિ

કાલના અધ્યાસ દોષને ભૂલાવવાં માટે બહિરાત્મપરિણામી વૃત્તિઓને અંતરપરિણામી થવા પ્રયત્ન કર્યો છે; કેમકે પ્રથમ બહિરાત્મમાંથી છોડાવી અંતરાત્મામાં લાવી અને પછી પરમાત્મસ્વરૂપ તરફ અંતઃકરણ તથા અંતર્વૃત્તિનું પરિણમન કરાવે છે, આવી સ્થિતિ હોવાથી જે જીજ્ઞાસુ જીવને ક્રોધ વૃત્તિનો વધારે ઉદય હોય તો તેને ક્રોધનો ક્ષયોપશમ વા ઉપશમ કરવા માટે સુચના સદ્બોધ આપ્યા છતાં, અનંત કાલના અજ્ઞાન જન્ય અધ્યાસ દોષથી એકદમ ક્રોધનો સંયમ કરવા શક્તિમાન ન થતો હોય ત્યારે જ્ઞાનીઓ તેને દર્શાવે છે કે તને ક્રોધ કરવાની ઘણીજ ટેવ છે અને તુ તે વૃત્તિ દૂર કરી શકતો નથી તો ભલે ક્રોધ કર પણ કોના ઉપર? તો જણુવે છે કે બ્હારનાં નિમિત્તો તરફ તુ ક્રોધ કરે છે એ તારી અજ્ઞાનતા છે, ખેદ કરનાર નિમિત્તો તરફ, ક્રોધ કરવો એ તો મૂર્ખતા છે કેમકે તને ખેદ વા દુઃખ થવામાં નિમિત્તોનો દોષ નથી પણ તારા પૂર્વ બદ્ધ કર્મનોજ દોષ છે માટે તારા કર્મ ૩૫ે ક્રોધ–વિકાર કર અને નિમિત્તો પ્રત્યે ક્રોધ કરવાનું ભૂલી જા. જેમકે કુતરાને કોઇ લાકડી મારે છે ત્યારે મારનાર તરફ નહીં ચીડાતાં લાકડીને બટકાં ભરવા પ્રવૃત્તિ કરે છે લાકડીનો દોષ નથી એ તો નિમિત્ત છે પણ તેને ફેંકનાર જે માણસ છે તેજ પ્રેરક છે માટે તેનોજ દોષ છે, અને સિંહને જ્યારે કોઇ ગોળી વા બાણુ મારે છે ત્યારે તે તરફ લક્ષ ન આપતાં મારનાર તરફ લક્ષ આપી તેના તરફ ક્રોધાયમાન થઇ તેનેજ મારવા કોશીષ કરે છે, તેમ તું પણ હે આત્મન્! જીજ્ઞાસુ છો વિચારક સન્માર્ગશોધક તથા સંતોપાસક છો તારે નિમિત્તો તરફ ક્રોધ કરી શ્વાનવૃત્તિની માફક ક્ષુદ્રતા અધમતા કરવી ઉચિત નથી પણ દુઃખ સમયે પૂર્વકર્મનો દોષ જાણી (અને સુખ સમયે પૂર્વકર્મનું ફળ જાણી) તે કર્મ તરફ ક્રોધ કરી સિંહવૃત્તિ ધારણ કરવી એજ તને ઉચિત છે. અર્થાત્ ક્રોધ આવે ત્યારે સત્સંગ, સદ્વિચાર, ભક્તિ અને વૈરાગ્યથી તેનો ક્ષય વા ઉપશમ

કરવા અવશ્ય પુરૂષાર્થ કરજે છતાં પ્રારબ્ધવૃત્તિના બળવાનપણાથી ઉપશમપણું ન બની શકે તો બહારના નિમિત્તો પ્રત્યે જો અરૂચિ ઘૃણા લાવી ક્રોધ કરીશ તો તને ફરી નવિન કર્મ બંધાશે માટે નિમિત્ત પ્રત્યે ક્રોધ ન કરતા જે ક્રોધ તારા આત્માને બંધન કરનાર, ઘાતક અને ભવવૃદ્ધિ કરાવનાર છે તેજ ક્રોધ તારો કટર શત્રુ છે. માટે ક્રોધ શત્રુ પ્રત્યેજ તુ ક્રોધ કરજે અર્થાત્ તારા દેષ પ્રત્યે જ તુ દેષને યથાર્થ જાણવાથી, વિચાર કરવાથી, ધિક્કારવાથી અરૂચિ લાવવાથી અને સત્સાધનોથી તેને દૂર કરજે તેમ કરવાથી તારી ક્રોધવૃત્તિનો સંયમ કરવા તું અવસ્ય શક્તિમાન્ થઇશ.

માનપ્રત્યે શું કરવું? અજ્ઞાન, આવરણ અને મોહાધ્યાસને લઇ મનવાંછિત અલ્પ પણ પદાર્થ વિષય વા સુખ મલતાં પ્રસન્ન થવું એજ માન છે. જીવાત્માને જરા જરા બાબતમાં પ્રિય-ઇષ્ટ વસ્તુ નિમિત્ત મલતાં પ્રસન્ન ચિત્ત થાય છે અને અનિષ્ટ નિમિત્ત મલતાં વા પ્રતિકૂળ સંયોગ મલતાં વૃત્તિને ઘૃણા આવે છે, ખેદ થાય છે, અપમાન જરાક થતાં ગર્વિષ્ટ વિચાર આવે છે કે હું આવો મોટો ને મને આમ કહે? સુંદરરૂપ, સ્વરૂપવતી સ્ત્રી, વિનીતપુત્ર, પુષ્કળ ધન, સુખ સંપત્તિ, ઉચકુળ, મહાન્‌વિદ્યા, તથા મહાન્ પદનો અધિકાર મલતાં તેમજ દાન, પૂજા, તપ, જપ, યમ, નિયમાદિ શુભ સાધનોનું સેવન કરતા વૃત્તિનો સંયમ ન થતાં પ્રસન્ન થઇ હર્ષિત બની જગદાકાર પરિણમી હુ આવો સુખી બની મહાન્ સાધનસંપન્ન વિદ્વાન વા ધર્મી છું એમ જે ગર્વ થાય છે તેજ આત્માનું પતન બંધન વા ભવવૃદ્ધિ કરે છે.

આત્માર્થી જીવાત્માએ તેવી આત્મઘાતી વૃત્તિનો સંયમ કરવા અવસ્ય ઉદ્યમી થવુંજ જોઇએ છતાં અધ્યાસદોષથી સંયમ ન કરી શકે તો જ્ઞાની કહે છે કે હે જીજ્ઞાસુ! તારે બાહ્ય ક્ષણિક પદાર્થ વા સુખમાં હર્ષ ન કરતાં, ગર્વિષ્ટ ન બનતાં, તે પદાર્થો તથા તારી

જીંદગીની અનિત્યતા, અસારતા ને ક્ષણિકતા વિચારી જોઇએ કે આ કલ્પિત ક્ષણિક સુખ આપી પરિણામે અનંતકર્મબંધન તથા અનંત ભવવૃદ્ધિ કરનાર વિનાશી માયિક પદાર્થોમાં આટલી મગરના મહત્તા શા માટે કરે છે હું કોણ મોટો ? મારી મોટાઇ શુ ટકવાની છે આ મારા સમૃદ્ધિસંપન્ન જીવનમાં ના રાજ્ય અમલદારના અધિકારસ્થાનમાં હાજરે લોકો મને માન આપે છે પણ તે સમૃદ્ધિ અને અધિકાર સ્થાન બંને વિનાશી ક્ષણિક છે કાલે ચાલ્યા જતાં જે હજારો મને માન આપતા હતા તેઓ મારા સામું પણ નહીં જોએ અરે ! ઉલટા મને ધિક્કારશે માટે "દીનપણાનું માનજો" તું દીન બની જા અર્થાત્ નમ્ર લઘુ વા સરલ બની જા એજ તારા આત્માની ઉન્નતિનું કારણ છે, કેમકે

**અધમાઅધમ અધિકો પતિત સકલ જગતમાં હુંય,**
**એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શુંય ?**

આ વિશ્વમાં હું સર્વથી અધમ છું એમ પ્રથમ લઘુતા ભાવે દઢ નિશ્ચય કર્યા વિના આત્માની ઉન્નતિ થતી નથી મહાત્મા ક્રાઇસ્ટે પણ કહ્યું છે કે "પ્રભુના દરબારમાં ધનાઢ્યોનો પ્રવેશ નથી" અર્થાત્ ધનના મદથી મદાંધ થએલ મનુષ્યો પ્રભુના સ્વરૂપને સમજી શકવાના નથી. મહાત્મા ગાંધીજી કહે છે કે "પ્રભુનું દર્શન વા પ્રભુનો વાસ ગરીબોના ઝુંપડાંઓમાં છે" અર્થાત્ દીન દુઃખી ગરીબ પરાધીન મનુષ્યોની સેવા કરવાથીજ પ્રભુની પ્રાપ્તિ થશે. દુઃખી મનુષ્યોની સેવા કરવામાં જ્યાંસુધી કુલાભિમાન વા દેહાભિમાન છે

છુ મારે અભિમાન શેનુ કરવાનું હોય એમ જાણી સરલતાથી વર્તજે પણ મોટાઇ કરીશ નહીં એક કવિ લખે છે કે,

**નાના મોટા કલ્પના છે, નહીં નાના નહીં મોટા,**
**મહાન સૂર્ય આકાશે દીપે, ઘર દીવડા શું ખોટા ?**

નાના મોટાની કલ્પના તેજ અજ્ઞાન છે, જીજ્ઞાસુ દૃષ્ટિથી આત્માએ અભિમાન દૂર કરવા લઘુત્વભાવ ધારણ કરવો જોઇએ પણ અધ્યાત્મિક દૃષ્ટિએ તો આત્મા નાનો કે મોટો કાંઇ છેજ નહીં એ તો ત્રિકાળ સમસ્થિતજ છે.

દીપકની અપેક્ષાએ સૂર્ય મહાન્ વિશાળ છે, પણ અનંતાકાશમા સૂર્ય પણ અણુ જેવો જણાય છે, તેમ સુખ સંપત્તિના વખતે તુ ગર્વ કરે છે પણ જગત સ્થિરતા અને સૂક્ષ્મદૃષ્ટિએ વિચારીશ તો જણાશે કે તારા કરતા ઉચ્ચ સ્થિતિમા પણ લાખો કરોડો જીવાત્માઓ છે, અને તારા કરતાં નીચ સ્થિતિમા પણ કરોડો જીવાત્માઓ છે, માટે મોટાઇના ખોટા ગર્વને દૂર કરી દીનતા એટલે ગરીબાઇ નહીં પણ સભ્યતા નમ્રતા ધારણ કર અર્થાત્ હુ કોણ મોટો ? આ અપાર જગતમાં એક રજ માત્ર છુ એવો લઘુત્વભાવ ધારણ કરી સરલતા નમ્રતાથી વર્તીશ તોજ તારા આત્મઘાતી અભિમાનને દૂર કરી શકીશ

“ માયાપ્રત્યે માયા સાક્ષી ભાવતી ” કોઇ કપટી માણસ આપણને છેતરવા ઇચ્છતો હોય ત્યારે બુદ્ધિથી તેની કપટવૃત્તિને જાણી તેના કપટ પાસમાથી બચવા માટે યુક્તિ વાપરી કપટથી બચવું તેનુ નામ કપટ નથી, એનો ચાલાકી વા હોશિયારી છે, તેમ માયાના પ્રપચમાંથી છુટવા પ્રયત્ન કરવો એ માયા નથી પણ સત્પુરૂષાર્થ છે. લૌકિક સુખ માટે પોતાનો સ્વાર્થ સાધવા મનમાં જે વિચાર હોય તેથી વચનથી તથા વર્તનથી અન્યથા વર્તવું તેવું નામ માયા વા

કપટ છે. તેવા કપટથી બચવા સાક્ષીભાવે રહેવું એ આત્માર્થીનું લક્ષણ છે, અર્થાત્ અસાધન સેવનથી માયાદોષને દૂર કરતાં પ્રકૃતિ પ્રાબલ્યને લઇ દૂર ન થાય તો જ્યારે જ્યારે માયાવૃત્તિ ઉદ્ભવે ત્યારે ત્યારે તે વૃત્તિને પ્રથમ જાણવા અને પછી તેને છેતરવા (દૂર કરવા) પ્રયત્ન કરવો જોઇએ, ઘરમાં ચોરી કરવા આવેલ ચોરને મારી હઠાવવાની શક્તિ ન હોય પણ જાગીએ છીએ એવી ચોરને ખબર પડે તો આવ્યા છતાં ચોરી કર્યા વિના ચાલ્યો જશે તેમ, માયાદોષને નાશ કરવા આત્મજ્ઞાન તથા આત્મસ્થિરતા ન હોય ત્યાંસુધી માયા પ્રકૃતિ ઉદયમાન થશે પણ તે સમયે માયાવૃત્તિના સ્વરૂપને સૂક્ષ્મતાથી યથાર્થ જાણી સત્પુરૂષાર્થનું સેવન કરવાથી માયા સાક્ષીભાવ એટલે માયા તરફ આસક્તિ નહીં પણ ઉપેક્ષિત થવાથી માયા પ્રકૃતિનો દોષ નાશ કરી શકાય છે.

**લોભ પ્રત્યે નહીં લોભ સમાનજો**—જ્યારે જ્યારે જડ પદાર્થ મેળવવાની વા ભોગવવાની ઇચ્છા, પ્રીતિ થાય ત્યારે આત્માર્થીએ વિચારવું જોઇએ કે ધન સ્ત્રી કુટુંબાદિ જે પદાર્થો મેળવવા અનેક કષ્ટો વેઠી પરિશ્રમ કર્યું અને કદાચ પુન્યોદયે તે પદાર્થો મળ્યા તોપણ તે ક્ષણિક છે વિનાશી છે ભોગવવાનાં જે કલ્પિત સુખ વા આનંદ આપે છે પણ તે પદાર્થના નાશ વખતે અત્યંત ખેદ દુઃખ થાય છે તેવા વિનાશી પદાર્થની ઇચ્છા પ્રીતિ આસક્તિમાં અનંતકર્મબંધન કરી અવિનાશી એવા આત્મસ્વરૂપને ભૂલી જવાથી અનંતદુઃખ વા અનંતભવ રખડવા પડે છે. માટે તેવા વિનાશી પદાર્થોનો લોભ કરવા કરતાં તો પરમાર્થ તત્ત્વની જીજ્ઞાસા કરી

ક્રોધ પ્રત્યેતો વર્તે—આ ગાથમાં ચારિત્રની દશાનો ભાવ હોવાથી ચારિત્રભાવનું વર્ણન થવું જોઈએ એ વિચારનું સમાધાન જણાવે છે.

આ ગાથામાં જીવાત્મા તથા ચારિત્રના (વૃત્તિ સંયમના સાધનભાવ અને સાધ્યભાવ) બંનેની ઘટના હોવાથી સાધકદશામાં જીજ્ઞાસુ જીવાત્માએ ક્રોધ, માન, માયા, લોભનો સંયમ કરવામાં કેમ વર્તવું તે શબ્દાર્થ-વાક્યાર્થ બતાવી હવે સાધ્યદશામાં સાધકના પ્રારબ્ધોદયે કેમ વર્તવું એ ભાવાર્થ બતાવે છે.

આત્માની ઉપશમ અને ક્ષયોપશમ (વા ક્ષાયક) એમ મુખ્ય બે દશાઓ છે ઉપશમદશામાં ઉપયોગની મંદતા અને વૈરાગ્યની વિશેષતા હોય છે તેથી પ્રારબ્ધકર્મની ઉદય આવતી વિષય કષાયાદિની પ્રકૃતિઓને ઉપશમાવવા માટે ઉદીરણાથી દબાવવાનો પ્રયાસ કરે છે જેથી પરિણામે ૧૧ મે ગુણસ્થાનકથી પતન થવાનો પ્રસંગ આવે છે, અને ક્ષયોપશમ દશામાં વૈરાગ્યની વિશેષતાની સાથે ઉપયોગની તીવ્ર જાગૃતિ હોવાથી ચારિત્રાવરણીયકર્મ પ્રકૃતિના પ્રારબ્ધ સમયે જરાપણ ભય વિકલ્પ કે આકુળતા વા અન્યથા ભાવ ન લાવતા, આત્મસ્થિરતાથી તે પ્રકૃતિઓને સમપરિણામે ઉદાસીનભાવે વેદી કર્મપ્રકૃતિનો ક્ષય કરે છે, જેથી ચારિત્રની વૃદ્ધિ થાય છે, અપ્રમત્ત સંયમ પ્રાપ્ત થાય છે, અને અંતે ક્ષપક શ્રેણી કરી સર્વકર્મ પ્રકૃતિઓને સત્તામાંથી પણ ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા પરમ

નહીં વા શુભ પ્રારબ્ધમાં આનંદ નહીં અને અશુભ પ્રારબ્ધમાં ભય નહીં. જેથી

**ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવના**—એટલે ક્રોધના ઉદયે ક્રોધસ્વભાવ એટલે ઉપયોગજાગૃતિ રાખી અર્થાત્ તીવ્ર ઉપયોગ અને આત્મસ્થિરતાથી તે ઉદયને વેદજે એટલે ક્રોધ પ્રારબ્ધનો ક્ષય થઇ ચારિત્રની વિશેષ વૃદ્ધિ થશે

**માનપ્રત્યે**—માનના ઉદયે દીનતા એટલે ઉદાસીનતા (અહીં દીનતાનો અર્થ ઉદાસીનતામાં ઘટાવવો) ભાવ રાખવો અને માયા પ્રત્યે-માયા મલીનતની એટલે માયાના ઉદય સમયે માયાપ્રકૃતિનો સાક્ષી એટલે દ્રષ્ટાભાવે રહેજે જેથી તે માયા તારા આત્માને છેતરશે નહિ (આવરણીત કરશે નહીં) અને લોભપ્રત્યે-લોભનાઉદયે અલોભી થજે-લોભરહિત થજે અર્થાત્ ઉપયોગ અને સ્થિરતાથી લોભોદયનું વેદન કરવાથી લોભપ્રારબ્ધનો ક્ષયકરી નિરતામુક્ત થજે આ પ્રમાણે ટુંકમાં ક્રોધ માન માયા લોભ એ ચારે કષાય પ્રકૃતિ પ્રારબ્ધને ઉપયોગ સમભાવ ઉદાસીનતા અને આત્મસ્થિરતાને વેદી અને અપ્રમત્તચારિત્ર પ્રાપ્ત કરવાનો અદભુત અપૂર્વ અવસર ક્યારે આવશે?

ગાથા ૮ મી ચારિત્ર વર્ણન.

મૂળ- બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માનજો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબલ સિદ્ધિ નિદાનજો;

ઉગવાનો, દેહ જાય છતાં અણુમાત્ર કપટવૃત્તિ તથા મોહનીરૂપ માયા ન કરવાનો. અને અનંતશક્તિ અનંતજ્ઞાન તથા અનંત આનંદના અનુભવવામાં વિશ્વમાત્રના સર્વ દ્રવ્ય જડ પદાર્થની ઇચ્છા તથા મૂર્છારહિત થવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

## વિવેચન.

અગ્નિ જલ અને શસ્ત્રાદિના પ્રાણનાશક નિમિત્તો વાનરાદિ તથા સર્પ વ્યાઘ્ર, સિંહ, રાક્ષસ દૈવ તથા વૈતાલાદિ ભયંકર ઉપસર્ગો કરનાર પ્રત્યે પણ અણુમાત્ર અરુચિ દ્વેષ વા ક્રોધ ઉત્પન્ન ન થતાં તેના તરફ અમદ્રષ્ટિએ જોવું અને ઉપયોગની જાગૃતિ સ્થિરતાના પરમાનંદથી તે ઉપસર્ગોને સહનકરી ઉપસર્ગજન્ય પ્રારબ્ધકર્મનો ક્ષય કરવો એજ સંયમધારી સાધુ મહાત્માનું પરમ જીવન વા કર્તવ્ય છે. ક્રોધ કોના પ્રત્યે કરવો? પૂર્વ પ્રારબ્ધ વિના અણુમાત્ર પણ સુખ વા દુઃખ આપવા કોઇ શક્તિમાન નથી સુખદુઃખ એ પૂર્વકૃત કર્મનો વિપાક છે. ઋતુપરિણામી ભાવો કાલ સ્વભાવને લઇ જેમ શીત તાપનું પરાવર્તન અને પરિણમન થયા કરે છે તેમ પૂર્વકૃત કર્મબંધ પરિણામને લઇ કાલ પરિપક્વ થતાં પ્રકૃતિ વિપાક પરિણમે છે તેમાં અજ્ઞાનપણાને લઇનેજ સુખ પરિણમન વા દુઃખપરિણમન સમજવાથી સુખદુઃખની કલ્પના થાય છે. વસ્તુતઃતો સુખદુઃખ એવું કાંઇ છેજ નહિ અજ્ઞાન જનિત માત્ર કલ્પના વા માન્યતા છે, કર્મપ્રકૃતિના વિપાકનું પરિણમનજ છે, ત્યાં આ મને સુખ આપનાર વા દુઃખ આપનાર એવી કલ્પનાજ ક્યાંથી ઉદ્ભવે! દેહાધ્યાસ અને અજ્ઞાનને લઇનેજ સુખ-દુઃખની કલ્પના થાય છે આત્માનુભવ તથા આત્મસ્થિરતામાં તે આવરણકર્મ તથા તજ્જન્ય કલ્પનાનો સર્વથા અભાવ હોવાથી ઉપસર્ગ કરનાર તરફ દ્વેષ ન આવતાં ઉપસર્ગ એ પણ કર્મવિપાક વા પ્રારબ્ધ કર્મ છે એમ જાણી તેનું સમપરિણામે વેદન કરી તે કર્મનો ક્ષય કરે છે,

કર્મકે મહાત્માઓ જાણેછે કે ઉપસર્ગ કોને થાય છે? દેહ વિનાશી છે તેનો જે સમયે જે નિમિત્તથી નાશ થવાનો છે તે સમયે તથા તે નિમિત્તને અન્યથા કરવાને કોઇ શક્તિમાન નથી અને આત્મા અવિનાશી છે અને તેનો નૈનં છિંદન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવકઃ અગ્નિથી બળતો નથી શસ્ત્રથી છેદાતો નથી, અર્થાત્ જલ વાયુ અગ્નિ અને શસ્ત્રાદિથી અચ્છિન્ન અભેધ્ય અખંડ છે, તેને અનંત ઉપસર્ગના દળો અણુમાત્ર પણ ક્ષતી કરી શકે તેમ નથી વિનાશી દેહપ્રત્યે જેને મમત્વ વા મોહ નથી અને અવિનાશી આત્માનો જેને સ્વાનુભવ છે તે અનંત વિશ્વને આત્મામય સ્વસ્વરૂપમય વા પ્રભુરૂપજ જુએછે. દેહાધ્યાસ તથા અજ્ઞાનતાથીજ હું સુખીહું દુઃખી છું આ મને સુખદુઃખ આપેછે એવી કલ્પના થવાથી સુખ-દુઃખ પ્રત્યે હર્ષ -શોક અને સુખદુઃખ આપનાર પ્રત્યે પ્રીતિ- અપ્રીતિ થાયછે પણ ત્યાં દેહદ્રષ્ટિએ વિશ્વનિરીક્ષણ, દેહાધ્યાસ, અને અજ્ઞાનનો નાશ થવાથી સર્વ જીવાત્માપ્રત્યે આત્મદ્રષ્ટિએ નિરીક્ષણ અંતરજ્ઞાન અને સુખ-દુઃખની કલ્પનાનો અભાવ હોવાથી ઉપસર્ગકર્મને સમપરિણામે તે કે શરીરને કંપાવી નાંખે તેવા ટાઢ, બાળી નાંખે એવા તાપ, વ્યાકુલ બનાવે એવી ક્ષુધા તૃષા, પીચકારી તીક્ષ્ણ જંતુઓની વેદના, અને ટુકડા કરી નાંખે એવાં શસ્ત્રો, વ્યાઘ્ર સિંહાદિના પ્રાણ-

ખાલ ઉતારતાં તમને જરા પણ ઇજા ન આવે, તમને દુઃખ ન થાય તેમ આનંદથી હું ઉભો રહીશ માટે તમને જેમ રાજાનો હુકમ હોય તેમ કરવામાં મારા તરફથી લેશ માત્ર ભય પામશો નહીં. કૃપાલુ મહાત્માએ કઠોર કૃત્ય કરનાર ચંડાલોની પણ દયા લાવી શરીરની અનીત્યતા તથા વિનાશી ભાવ અને આત્માની નીત્યતા તથા અવિનાશી ભાવના અનુભવ વેદનમાં અને પરમાત્મ સ્વરૂપમાં લીન થતા પૂર્વકૃત કર્મનો ક્ષય કરી પરમ અવ્યાબાધ પદને પ્રાપ્ત થયા. આવી રીતે શરીર અને પ્રાણઘાતક પ્રસંગોમાં પણ અસ્થિરતા વિકલ્પ ખેદ વા દ્વેષ ભાવના ન લાવતાં અડગપણે આત્મવેદન કરવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે? મહાપુરૂષનું એજ કર્તવ્ય છે કે જરાપણ પ્રતિકૂલ નિમિત્ત, અનિષ્ટ સંયોગ અને દુઃખદાયી નિમિત્તોમાં મનને ખેદ વિકલ્પ કે આકુલતા ન લાવતાં આનંદમાં રહેવું.

જ્યાં સુધી સુખ દુઃખના નિમિત્તોમાં વિકલ્પ, ખેદ, પ્રીતિ વા આસક્તિ છે, બહિરાત્મ દ્રષ્ટિ પૂર્વક બાહ્ય પદાર્થોમાં વૃત્તિનું તદાકારે પરિણમન છે તથા આત્માને સુખ દુઃખ થવાની અહંત્વ ભાવે માન્યતા છે ત્યાં સુધી સાધુ જીવનની દશા વા વાતનો દૂર રહી પણ મુમુક્ષુ કે જીજ્ઞાસુ દશા પણ નથી છતાં વિવેક વિચાર શ્રદ્ધા અને વિજ્ઞાન શૂન્ય બાહ્ય પ્રવૃત્તિ તથા નામમાત્રથી સાધુ જીવન માની જગતમાં ફરવું એ જીવન સમાજ ધર્મ અને દેશની અધોગતિ કરવાનું છે. અર્થાત્ તેથી સમાજ-દેશની ઉન્નતિ નથી પણ અવનતિજ છે.

પુરૂષોમાં સ્વાર્થ, વિશ્વાસઘાત અનીતિ અને ક્રૂરતા, સ્ત્રીઓમાં અનાચાર, રાજા વા અમલદારોનાં જુલમ, પ્રજામાં કુસંપ અધર્મ, અને ધર્મ ગુરૂઓમાં જ્યારે મમત્વ, કલેશ કુસંપ, સ્વાર્થ, મોહ, શિથિલતા તથા ધર્મભ્રષ્ટતાદિ અધર્મો ઉત્પન્ન થાય ત્યારે જનસમાજમાં ભયંકર રોગ, દુષ્કાલની આપત્તિ, સંકટ, જુલમ, અને દેશની પરાધીનતા તથા પાયમાલી થાય છે,

ધર્મગુરુ કેવા હોય તે જણાવે છે. **આહુ ઉપસર્ગ કર્તા પ્રત્વે પણ ક્રોધ નહીં.** દેહ વિનાશ-પ્રાણઘાતક જેવા ઘોર-ભયકર ઉપસર્ગો તથા પરિષહોમા પણ ધીરજ, અભેદ ગંભીરતા, ક્ષમાશક્તિ, અકંપતા, અને આત્મ સ્થિરતાના પરમાનંદમાં-મનને ક્ષોભનહિ-શરીર મન અને આત્મા ભય. ચચળ ખેદ કે ક્ષોભરહિત અક્ષોભ પણે અવિચળ રહે અને "વદે યદિ તથાપિ ન મળે માનસ્તે"

સામ્રાજ્ય, સ્વર્ગસમૃદ્ધિ અને ત્રિલોકનુ રાજ્ય મળતા પણ અંતરમાં ચપળતા પ્રીતિ, પ્રસન્નતા વા આસક્તિ ન થાય લાખો મનુષ્યો નમન કરે, સાર્વભૌમ ચક્રવર્તિ રાજા આવી ચરણચુબન કરે, અરે સ્વર્ગાધિધિપતી ઇંદ્રમહારાજ પાદપુજન કરે તો પણ જેના હૃદયમા અણુમાત્ર પણ કે માન નથી એ જ પરમપુનિત નિરભિમાનીપણ એજ સાધુતા. આવા મહાન યોગીને માન હોયજ ક્યાંથી ? કેમકે અહિંગતમવૃત્તિ દેહ ધા

આ વિશ્વના એક અણુથી માંડી અનંત પદાર્થોમાં કોઇ પણ જડ દ્રવ્ય વિનાશી પદાર્થની જેને ઇચ્છા મૂર્છા વા આસક્તિ નથી. અગાધ મહાસાગરને જેમ પાણીના એક બિંદુ માટે ઇચ્છા કે મોહ ન થાય, ચક્રવર્તિ રાજાને જેમ ચણોઠીના હારની ઇચ્છા ન થાય, સ્વર્ગની સમૃધિસંપન્ન અમૃતાહારી દેવોને જેમ લિંબડા વા પિપળાના કડુ તુચ્છ ફલ ખાવાની ઇચ્છા ન થાય, પ્રચંડ તેજ પ્રકાશિત સૂર્યને જેમ આગીઆના ક્ષુદ્ર તેજની ઇચ્છા ન થાય વા જરૂર નથી, તેમ અનંતજ્ઞાન શક્તિ અને સ્વરૂપ આનંદના અનુભવ પાસે ભૌતિક-જડ પદાર્થનો જે આનંદ તે કલ્પિત છે, ક્ષુદ્ર વિનાશી છે, અરે મિથ્યા છે જેથી અનંત શક્તિસંપન્ન મહાત્માઓને આવા કલ્પિત વિનાશી આનંદ લેવાની અણુમાત્ર પણ કલ્પના ન થાય તો લોભ ક્યાંથી અને શાનો થાય?

ચાર કષાયમાં જે લોભ છે તે સૂક્ષ્મ કષાય છે તેની સૂક્ષ્મતા વિશેષ છે અને તેથીજ ઉપશમ શ્રેણીસંપન્ન સાધુ મહાત્મા ૧૧ મા ગુણસ્થાનક સુધી ઉચ્ચ દશા પ્રાપ્ત થયા છતાં યોગ શુદ્ધિ અને સ્થિરતાથી ઉત્પન્ન થએલી સિદ્ધિઓના સૂક્ષ્મ મોહવશ બની, ( સિદ્ધિની ચાહના તથા પ્રેમથી ) તથા ઉપશમ થએલી વૃત્તિઓ ઉદય આવતાં તેને ભોગવવાથી મને કર્મબંધ થશે વા મારા આત્માને આવરણ થશે તો ? એ ભયથી વૃત્તિ પ્રારબ્ધ કર્મને ઉપયોગ અને સ્થિરતાથી નિર્ભય પણે નહીં ભોગવતાં ભય અને સંકોચતાથી વૈરાગ્યની ભાવના વડે વૃત્તિઓનો ઉપશમ કરી વૃત્તિસંકોચતાના સૂક્ષ્મ લોભવશ બની પતન થાય છે, કેમકે વૃત્તિ પ્રારબ્ધમાં ઉદયને ભોગવવા ભય વા સંકોચ રાખવો તે તથા સિદ્ધિઓ જોઇ પ્રસન્ન થવુ એ પણ સૂક્ષ્મ લોભ છે. અનંતજ્ઞાન સુખ શક્તિ સિદ્ધિ અને આનંદસ્વરૂપ આત્મરમણતાના અનંતાનંદમાં વિશ્વ અને તેની ઇચ્છા-ભાવનાનો સર્વથા લય થાય છે જેથી લોભનો અભાવ હોય છે,

લોભ એજ પાપનું મૂળ છે. પરપદાર્થનો સંગ્રહ એ લોભ નથી, પણ પદાર્થની ઇચ્છા-મૂર્છા પ્રીતિ આસક્તિ એજ લોભ છે, અને મૂર્છા વા આસક્તિ છે, ત્યાંસુધી પરિગ્રહપરિમાણવ્રત એ ચારિત્ર નથી, પણ પાખંડઆચારજ છે, અર્થાત્ શુષ્કપાપી જીવન છે. આ ઉપરથી પરિગ્રહ પરિમાણવ્રતધારક સાધુએ.એ સમજવાનુ છે કે, શિષ્યાદિની ઇચ્છા, પ્રાપ્તિ તેમજ માર્ગ વગેરે તથા ભેગા પુસ્તક અને કીંમતિ પુસ્તક ઉપર જે ચાહના મૂર્છા છે તે પણ લોભ છે, ત્યાં સુધી વ્રત એ ચારિત્રજીવન નથી, પણ માયા ઉપાધિ વા આત્મબંધનજ છે.

આવી રીતે ક્રોધ માન માયા લોભ એ ચારે કષાયનો જય કરી સંયમ કરી ક્ષમા નિરાભિમાનના સામાયિક અને નિર્લોભનાના આત્મીક ગુણો પ્રગટ કરવાનો પરમભાગ્યશાળી અપૂર્વ અવસર ક્યારે આવશે?

ગાથા ૯ મીઃ-ચારિત્રવર્ણન,

મૂળ.

નગ્નભાવ મુંડભાવસહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્ય ભાવસંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ.

વાક્યાર્થ-વસ્ત્રની ઉપાધિ-પરિગ્રહ રહિત દિગંબરવૃત્તિરૂપ ત્યાગી

પરતુ આ ટીકા તેમની અલ્પમતીજન્ય અણસમજણની છે, આગળ જણાવ્યા પ્રમ ણે સાધુના આત્મિક ગુણો તથા શક્તિ ધરાવનાર, નિસ્પૃહી, નિર્મોહી, જગતના પરિચય માયા અને બંધનથી રહિત, ત્રિવિધ યોગથી વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળનાર, સંસારની વાસના વા કલ્પના માત્રનો ત્યાગ કરનાર, દેહભાવના અને મૂર્છાને સર્વથા ભૂલી જનાર તથા અખંડ આનંદમા રહેનાર, પરમયોગી મહાત્માઓને જગત્ તેનો વ્યવહાર અને તેની કલ્પના પણ નથી, તો તેને ન્હાવા ધોવા કે વસ્ત્ર પહેરવાની વા કેશ રોમ કે નખ શોભાવવાની ઇચ્છા નજ હોય એ સ્વાભાવિક છે.

જોકે આવી પરમહંસની ઉચ્ચદશા પ્રાપ્ત થયા વિના વેષગ્રહણથી બાહ્યત્યાગ લઇ બેઠેલા આધુનિક સાધુઓ કે જેઓ અનેક ઉપાધિ, પરિચય, પ્રવૃત્તિ, વિકલ્પ અને મોહમા પડ્યા છે તેઓ પ્રાચીન ઋષિઓની આત્મિકશક્તિનુ અનુકરણ નહિ કરતાં માત્ર બાહ્ય ચરણનુ અનુકરણ કરવાથી જનસમાજમા રહેતા છતા દેહ અને વસ્ત્રની મલીનતાથી જનસમાજમા હાસીને પાત્ર બને છે અને બીજા દર્શનવાલાને હાસીકારક ટીકા કરવાના કારણિક બને છે જેમને દેહની અણુમાત્ર પણ મૂર્છા નથી અને વિશુદ્ધ બ્રહ્મચારી છે તેઓ સ્નાન કે ધોવન કર્યા વિના પણ આન્તરિક શુદ્ધિથી શારિરિક શુદ્ધિ ધારણ કરી શકે છે, પરતુ જેમનુ અંતઃકરણ શિષ્યાદિમોહ, મતાગ્રહવૃત્તિ, સ્વાર્થભાવના પદાર્થમોહ, ઇંદ્રિયલાલસા, દૈહિકમોહ, ક્લેશ, કુસંપ, વિષયવિકાર, અને અજ્ઞાનતાથી મલીન થએલા છે, વળી એકાંત નિવૃત્તિ અને અસંગ જેમને ભયકર લાગે છે, લોકપરિચય અને લોકવાસનાના મોહમા ડુબેલા છે તેઓએ તો શરીર તથા વસ્ત્રની પુરતી શુદ્ધિ-સ્વચ્છતા રાખવી જોઇએ કે જેથી તેઓની અજ્ઞાનતા-મૂર્ખતાને લઇ પવિત્ર જૈનધર્મ બીજા દર્શનમત વાળાઓના ટીકા વા નિંદાથી બચે.

આગળ દર્શાવેલ આત્મિકગુણોવાળા મહાત્માઓ છે કે જેમને સુગંધી ચંદનનો લેપ કરતાં અણુમાત્ર હર્ષ નથી, અને દુર્ગંધી કીચડથી ખરડાતાં અણુમાત્ર પણ વિકલ્પ વા ખેદ નથી, એવા દેહમૂર્છા જગતમોહ અજ્ઞાન રાગદ્વેષરહિત મહાત્માઓ વસ્ત્રની ઉપાધિનો ત્યાગ કરી, એકાંત નિવૃત્તિ સ્થળમાં આનંદથી વિચરે છે; તેઓને શરીરની બાહ્યસ્વચ્છતાની જરૂરજ નથી, કેમકે જૈનમુનિઓ જેટલા અહિંસાના ઉપાસક-અવલંબી છે, તેટલાજ નિસ્પૃહતાના ધારક છે. માથાપર બાલ વધારવાથી અસ્વચ્છતાને લઇ જું વિગેરે પડતાં હિંસાનું કારણ થાય છે, અને જો મુંડન કરાવવાનું રાખે તો દરેક વખતે મુંડન કરનાર હજામની શોધ સ્પૃહા અને જન પરિચયના સંસર્ગદોષથી નિર્મગતા તથા નિસ્પૃહતાની સંયમી વૃત્તિઓ શિથિલ-દુષિત થાય છે, તેથી પોતાના શિરપરના બાલને પોતાનેજ હાથે ચુંટવાથી હિંસા અને સ્પૃહા એ બંને દોષથી મુક્ત થવાનું બનેછે. કેટલાક બાલજીવો પ્રશ્ન કરશે કે, જું જેવા ક્ષુદ્રજંતુને બચાવવા પોતાને ત્રાસ આપવાથી પોતાની હિંસા થઇ ન કહેવાય?

ઉત્તર—અધર્મ આસક્તિ અજ્ઞાન અને મોહમાં પ્રવર્તવું એજ છે. એજ પોતાની-આત્મહિંસા છે; પરંતુ અધર્માદિ આવરણ અને બંધનથી મુક્ત થવા જે પુરૂષાર્થ સંયમ અને તપ કરતાં તથા ઉપસર્ગો અને પરિષહો વેદતાં અનેક દુઃખો વા કષ્ટો થાય છે તે કષ્ટ નથી હિંસા નથી, પણ સંયમ વા તપ છે, તેમ હિંસા અને સ્પૃહાના બંધનથી મુક્ત થવા પ્રથમ યુક્તિપૂર્વક ધીમે ધીમે ટેવ પાડી બાલ ચુંટવાની પ્રવૃત્તિ રાખવી એ હિંસા નથી પણ સહનતા વા તપ છે.

તેમજ દંતમંજનની કોને જરૂર હોય છે? ઇંદ્રિયપોષણાર્થે લાલસાથી જે મનુષ્ય અનિયમિતપણે જે તે આહાર ખાય છે, વા રસના લોલુપતાથી વગર વિચાર્યો અયોગ્ય-અપથ્ય આહાર ખાય છે, અને જે અતિ વિષયાંધ છે, તેમને વાતપિત અને કફના વિ-

કારને લઇ મુખમાં ખરાબ વાસ, પિત્તજ્વર અને દાંતની ખરાબી હોય છે, અને વિકારવાસનાને લઇ મનની મલીનતા, ચંચલતા ને અસ્થિરતાથી ધાતુ ક્ષીણ થતાં શરીરની અશુદ્ધિ થાય છે, તેથી તેને દંતધોવન વા સ્નાનાદિની જરૂર છે, પણ જે સંયમી તપસ્વી મીતાહારિ-અલ્પાહારી-અને તે પણ સાદો સાત્વિક ખોરાક લેનાર તથા વિશુદ્ધ બ્રહ્મચારી છે, તેને વાતપિત્ત કફની સમાનતાથી તેના મુખમાં વાસ સ્વચ્છ હોય છે, દાંત અને પેઢાં પણ સ્વચ્છ હોય છે, તેમજ ઇંદ્રિયો તથા મન પણ પવિત્ર શુદ્ધ સ્થિર અને સંયમી હોવાથી ધાતુ પણ અખંડ સ્થિર હોય છે, જેથી દંતમંજ્જન વા સ્નાનાદિ ક્રિયા જેટલી પણ શારીરિક બાહ્યપ્રવૃત્તિમા ન રહેતાં આત્માના અપૂર્વ આનંદ રમનાર અને **ધ્યાનશુદ્ધિ, તપશુદ્ધિ, બ્રહ્મચર્યશુદ્ધિ,** તથા **જ્ઞાનશુદ્ધિ,** આ ચાર મહાન્ શુદ્ધિઓથી જેમનો આત્મા મન વચન અને શરીરથી સદાય શુદ્ધ હોય છે તેમને જલસ્નાનથી શરીરની બાહ્યશુદ્ધિકરી શરીર શોભાવવાની કાંઇ પણ જરૂર નથી. આ પ્રમાણે વસ્ત્રોપાધિથી પણ રહિત દિગંબરવૃત્તિએ રહી પરમત્યાગી મહાત્મા દંતમંજ્જન ધોવન સ્નાનાદિ શૃંગારની બાહ્યશોભાથી રહિત તથા દેહની મૂર્છારહિત દ્રવ્ય તથા ભાવચારિત્રમાં વિચારવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

મૂળ- ગાથા ૧૦ મીઃ-ચારિત્રવર્ણન

**શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,**
**માન અમાને વર્તે તેજ સ્વભાવ જો;**
**જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,**
**ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો;**

**અપૂર્વ.**

**વાક્યાર્થ**—શત્રુ મિત્ર પ્રત્યે પણ સમદર્શિતાએ રહેવાનો, માન અને અપમાનમાં તેવીજ સમભાવદશા રાખવાનો, જીવિત તથા

મરણમાં પણ સમપણે રહેવાનો, અને ભવ તથા મોક્ષમાં પણ સમભાવ વર્તવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

### વિવેચન.

દેહાત્મભાવ તથા અજ્ઞાનને લઇનેજ ઉચ્ચ નીચ અને માન તારાની દ્વંદ્વજન્ય મમત્વભાવના ઉત્પન્ન થવાથીજ રાગદ્વેષની વૃદ્ધિ અને અનંત આવરણકર્મ થાય છે, પણ દેહાત્મભાવના અજ્ઞાનાવરણથી મુક્ત થઇ આત્મદૃષ્ટિએ અખિલવિશ્વનું નિરીક્ષણ હોવાથી આત્મજ્ઞાન તથા સ્થિરતાના પરમાનંદમાં પ્રભુમય વિશ્વને જોનાર પરમયોગી મહાત્માને રાગ-દ્વેષના અભાવથી શત્રુમિત્રના ભાવનો પણ અભાવ હોય છે, જેથી પ્રાણઘાતક શત્રુ અને જીવનરક્ષક મિત્ર પ્રત્યે સમભાવ હોય છે, તેમજ સ્નેહથી સન્માન કરનાર, તથા દ્વેષથી ધિક્કારનાર-અપમાન કરનાર, પ્રત્યે પણ સમભાવ દશા હોય છે, વળી

**—જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા.**

मरणसमंनत्थिभयं—મરણ સમાન કોઇ ભય વા દુઃખ નથી છતાં જીવનની વૃદ્ધિ વા રક્ષણમાં અને જીવનના વિનાશ-મરણમાં જેને અણુમાત્ર હર્ષ-શોક નથી-અને સ્થિરતામાં જેને સમવેદન છે, અને

**—ભવમોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો.**

આહા! આ સુધાસ્વરૂપ વાક્યમાં સમભાવદશાની પરિસીમા છે. આના કરતાં અધિક વા અત્યુત્તમ સમભાવદશા કયા દ્વંદ્વભાવમાં હોય?

જીજ્ઞાસુ સાધક આત્માને પરમાર્થ પ્રત્યે ચાહના-પ્રીતિ, અને સંસાર પ્રત્યે ઉપેક્ષા વા અરુચિ હોય છે, કેમકે ઉપાસક ભૂમિકામાં પ્રીતિ અપ્રીતિ ઉપેક્ષા અપેક્ષા વા રાગદ્વેષનું પરિણમન હોય છે, જીજ્ઞાસુ જીવનમાં કર્મબંધનથી ભય ખેદ, અને આવરણક્ષયથી આનંદ પણ હોય છે, જેથી સંસાર પ્રત્યે ઉપેક્ષા અને મોક્ષસાધન પ્રત્યે

અત્યાનંદ હોય છે. જ્યારે જીજ્ઞાસુ આત્મા સાધકદશામાં ઉપાસના અને પ્રબલ પુરૂષાર્થથી આત્મઘાતી બંધનને શિથિલ કરી દર્શન-મોહનો નાશ કરી સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મતત્ત્વ-સ્વાત્માનુભવ થવાથી ઉપયોગ, જાગૃતિ અને વૈરાગ્યથી ચારિત્રાવરણીયકર્મનો ક્ષય કરી, આત્મસ્થિરતા સમપરિણામ અને ઉદાસીનતાથી પ્રારબ્ધકર્મનો ક્ષય કરી, જ્ઞાતા દ્રષ્ટા તથા સહ શુદ્ધતાથી સાધ્યદશાની પરાકાષ્ટાએ (ભાવ ચારિત્રની ઉત્કૃષ્ટતાએ) પ્રાપ્ત થએલ મહાત્માને મોક્ષજ છે. ત્યાં પછી મોક્ષની ચાહના વા સંસારની ઉપેક્ષાના દ્વંદ્વ ભાવનો સહેજે અભાવ થાય છે. સંપ્રદાયમોહાંધ જીવાત્માઓ તો સ્ફાટિક તેજથી પ્રકાશની સિદ્ધ શીલાના સ્વચ્છ સૌંદર્યમાં મોક્ષ માની તેમાજ લુબ્ધ થાય છે, પણ પરમયોગી મહાત્માઓને તો कर्मणो विमुक्त मोक्षः કર્મબંધનથી મુક્ત થવું તેજ મોક્ષ છે. પછી ભલે મુક્ત સ્વરૂપ સિદ્ધાત્મા સિદ્ધશીલા તરફ જાય, વા આકાશશીલા તરફ જાય! મુક્તાત્માને સ્થાન ગતિ વા ક્ષેત્રનો વિચાર, વિકલ્પ વા પ્રતિબંધ નથી. અપ્રમત્તદશા ધારી માધ્યસ્થિત પરમયોગી મહાત્માઓને ભવ અને મોક્ષ બંને પ્રત્યે સમભાવ - છે, અર્થાત્ બંને ભાવનો સહ-જ્ઞાના દ્દષ્ટાજ છે, કેમકે આત્મા તો શુદ્ધ ચૈતન્યસ્વરૂપ ત્રિકાલ અબાધિત છે, મોક્ષસ્વરૂપ છે, વા બંધ-મોક્ષના દ્વંદ્વ ભાવથી રહિત છે. બંધ-મોક્ષનો દ્વંદ્વ ભવ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્માને નથી પણ સૂક્ષ્મ મનને છે, અને તે દ્વંદ્વ ભાવનું પ્રારબ્ધવેદન, ઉપયોગ અને સ્થિરતા પૂર્વક હોવાથી કર્મની સહેજે ક્ષીણતાજ થાય છે.

જ્યાં ઉપયોગ અને સ્થિરતા છે ત્યાં અવિચ્છિન્ન નિર્જરા-મોક્ષજ છે તો પછી મોક્ષની ઇચ્છા રહીજ ક્યાં? જે વસ્તુ એક સમયના અંતર કે અવકાશ વિના પરિણમે છે તે વસ્તુ મેળવવાની ઇચ્છા હોયજ ક્યાંથી? કેમકે અપ્રાપ્ય વસ્તુની ઇચ્છા હોય છે, પણ પ્રાપ્ય વસ્તુમાં ઇચ્છાનો અભાવ હોય છે અને પ્રાપ્ય વસ્તુના અવિચ્છિન્નપણે થતા પરિણમનમાં,

બાધા કે આવરણ પણ નથી; જેથી સંસાર પ્રત્યે ઉપેક્ષા કરવાની આવશ્યકતા રહેતી નથી, માટે ભવ અને મોક્ષ બંને સમભાવ સ્વરૂપજ વા સમભાવવેદન છે, અર્થાત્ આત્માનું ભવરૂપ જે બંધન ઉદયગત પ્રારબ્ધ તે બંનેનો શુદ્ધ ચૈતન્યાત્મા સહજ ભાવે જ્ઞાતા દૃષ્ટા છે અને નિર્જરા રૂપે જે મોક્ષ ( કર્મનો થતો ક્ષય ) તેનો પણ આત્મા સહજ દૃષ્ટા છે, જેથી બંધ નિર્જરામાં સહજ દૃષ્ટાપણે રહેનાર શુદ્ધ ચૈતન્યાત્માને બંધ મોક્ષની ઇચ્છા કલ્પના વા ઉપેક્ષ –અપેક્ષા થતીજ નથી; મહાન યોગી આનંદઘનજી મહાત્મા પણ માધ્યસ્થાની પરાકાષ્ઠાએ સ્થિર હોવાથી ઉપરોક્ત ભાવને મળતુંજ એક પદવાક્ય જણાવે છે."

"મુક્તિ સંસાર બેહુ સમગણે" અહા! કેટલી પરમોત્કૃષ્ટ સમદશા!

આ પ્રમાણે શત્રુ મિત્ર પ્રત્યે, માન તથા અપમાન પ્રત્યે જીવન અને મરણ પ્રત્યે તથા ભવ-સંસાર અને મોક્ષ પ્રત્યે સમભાવસ્થિત થવાનો વીતરાગતાસૂચક અપૂર્વ અવસર ક્યારે આવશે?

ગાથા ૧૧ મી:-ચારિત્રવર્ણન.

મૂળ–

એકાકિ વિચરતો વળી સ્મશાનમાં;
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોળ આસનને મનમાં નહીં ક્ષોભતા;
પરમમિત્રનો જાણે પામ્યા યોગ જો;

અપૂર્વ.

વાક્યાર્થ—સ્મશાન જેવા વિકાળ સ્થળમાં નિર્ભયતાથી એકાકીપણે વિચરવાનો, તથા પર્વતના એકાંત અને ભયંકર સ્થળમાં વાઘ અને સિંહ જેવા વિકાળ પશુઓના સમીપ સંગસમયે ક્રીયા અને આસનની અચંચલતા–સ્થિરતાપૂર્વક મનની અડગ અક્ષોભતાથી રહેવાનો, અને તેઓના સંગમાં પણ જાણે પોતાનો સહોદર

વા પરમસ્નેહી મિત્ર મળ્યો હોય તેમ જાણી–માની નિર્ભય–અડગ, અક્ષોભ અને સ્થિર રહેવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

વિવેચન.

સ્મશાન જેવા ભયંકર સ્થળોમાં કે જ્યાં મધ્યરાત્રીના સમયે બહાદૂર માણસની પણ છાતી ધ્રુજી ઉઠેછે, અનેક મનુષ્યોના શબોના દાહથી રૌરવ–ભયંકર લાગતું એવું સ્થળ પણ મહાન્ પુરૂષોને પરમ વૈરાગ્યનું કારણ બનેછે. સ્મશાન એ નબળી છાતીના બીકણ મનુષ્યોને ભયંકર સ્થાન છે, કેમકે માની લીધેલા ભૂત પિશાચોના વાતાવરણને માનનાર મનુષ્યોને તો તે સ્થાન હૃદય કપાવી નાંખે તેવું ભયંકર સ્થાન છે, અને જ્ઞાની મહાત્માઓને તેજ સ્થાન સંસારની અસારતા અને અનિત્યતા સૂચક વૈરાગ્યનું સ્થાન છે, કેમકે જ્યાં અનેક રાજા મહારાજાઓનાં સૌંદર્યસંપન્ન, માનસંપન્ન, શૃંગારસંપન્ન મનોહર અને દીપ્યમાન શરીરો પણ ભસ્મિભૂત થઇ રાખ બની વિશ્વમાંથી ગ્રહણ કરેલાં પુદ્‌ગલપરમાણુઓ દુનીયાની માટી સાથે મળી જાય છે જેથી મહાત્માઓને સ્મશાન એ વૈરાગ્યની આદર્શભૂમિ છે.

આવા નિરંજન અને ભયદાયી સ્થાનમા કોઇના સંગ કે સહાય વિના એકાકી વિચરતાં છતાં આત્મામાં અણુમાત્ર પણ ખેદ ભય કે વિકલ્પ ન લાવતાં આત્મસ્થિરતાના પરમાનંદમાં રમણ કરવું એજ સંયમી સાધુનું જીવન છે.

**"વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગજો."**—વળી જે સ્થાનમાં મનુષ્યનો વાસ તથા સંચારણ પણ નહોય, વળી જ્યાં ક્રૂર સર્પાદિના કંપાયમાન કરનારા ફૂત્કારાઓ અને સિંહાદિની ત્રાસજનક ભયંકર ગર્જનાઓથી જે સ્થાન ભય, ત્રાસ વા વિકાળતાના આવાસરૂપ હોય, કરાળકાલના સ્થાનરૂપ હોય તેવા અતિ ભયંકર સ્થળમાં પણ નિડરતા વા નિર્ભયતાથી વિચરતાં અને પરમાનંદમાં રમણકરતાં મુનિ-

મહાત્માઓને કોઇ વિકરાળ પ્રાણી નક વ્યાઘ્ર કે સિંહાદિનો સમાગમ થતાં —ભેટો થતાં તેનાથી અણુમાત્ર ભય કે ખેદ નહિં પામતાં, આત્મસ્થિરતાની અણુમાત્ર પણ હાની ન લાવતાં, અખંડ આનંદમાં વિચરતાં,

વ્યાઘ્ર—સિંહને જાણી જોઇ જાણે પોતાનો વ્હાલો સહોદર વા પરમસ્નેહીમિત્ર મળ્યો હોય તેમ કાયા—આસનની સ્થિરતા અને મનમાં જરાએ પણ ચપળતા કે અસ્થિરતા કે ક્ષોભ થયા વિના નિડરપણે વા અક્ષોભિતપણે પરમાનંદથી તેના સહવાસમાં રહેતાં પૂર્ણ નિર્ભયતા અને અડગતાથી વિચરવાનો સદ્ભાગ્યશાળી અપૂર્વ અવસર ક્યારે આવશે?

મૂળ.

ગાથા ૨૨ મી.—ચારિત્રવર્ણન.

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવ જો;
રજકણ કે સિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો. અપૂર્વ.

વાક્યાર્થ—વિવિધ પ્રકારની ઘોર તપશ્ચર્યા કરતાં મનમાં ખેદ કે તાપ થયા વિના અને પ્રારબ્ધવશાત્ સ્વાદિષ્ટ ભોજન મળતાં પણ મનમાં આનંદ નથી તથા એક ધૂળના રજકણથી લઇ વૈમાનિક દેવની સિદ્ધિ પ્રત્યે પૃથ્વીના વિકારરૂપ વા પુદ્ગલદ્રવ્યના પર્યાયરૂપ સંભવતા અનુભવવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

ઉદીરણાથી તપ કરતા નથી, પણ સહજ પ્રારબ્ધોદયથીજ તપ થાય છે.

આહારપ્રારબ્ધના અનુદયરૂપ ઉદયનો અભાવ એટલે આહારની અપ્રાપ્તિ, અશાતા ભાવને ઉપયોગ તથા સ્થિરતા ભાવથી સમપરિણામે વેદન કરવું તેનું નામ સહજભાવ વા તપ છે. સ્વાત્માનુભવમાં રમણ કરતા મહાત્માને આહારપ્રારબ્ધના અનુદયથી બે ચાર દિવસ વા માસ છમાસના કાલપર્યંત કદાચ્ આહારાદિ ન મલે છતાં વા ધ્યાન જપ સંયમાદિનાં અનેક કષ્ટોની તપસ્યા થયા છતાં અણુમાત્ર પણ મનને ખેદ, વિકલ્પ, ઉતાપ વા આકુલતા ન થાય એવી સ્થિરતામાં રહેવું એ મુનિધર્મ, સંયમ, વા તપ છે.

આધુનિક મુનિઓ વર્ષાદની ઋતુમાં જ્યારે ૨-૪ દિવસની એલી હોય ત્યારે હાથમાં ઝોળીપાત્રાં ભરાવી ખડા ઉભા રાહ જોયા કરે અને જ્યારે વર્ષાદિ બંધ રહે તેવું નજ જણાય ત્યારે આહાર ન મલવાથી છેવટે વિકલ્પોને ક્ષુધાથી કંટાળી ઝોળીપાત્રાંને બાજુ મૂકતાં જણાવે કે હશે આહાર મલ્યો હત તો ચારિત્રની વૃદ્ધિ થાત અને અત્યારે ન મલ્યો તો તપની વૃદ્ધિ થશે. આનુ નામ તપ નહીં, પરંતુ માયા વા અજ્ઞાન છે, કિન્તુ વિકલ્પ કે ખેદ વિના સહજ પ્રારબ્ધોદયથી આહાર મલતાં છતાં પ્રીતિ આસક્તિ નથી અને ન મલતાં વિકલ્પ કે ખેદ નથી તેનું નામ તપ છે, આહાર ન ખાવો તેનું નામ તપ નથી, પણ કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીમાન્ હેમચંદ્રાચાર્યજી જણાવે છે તેમ

> कषायविषयाहारो, त्यागो यत्र विधीयते;
> उपवासो स विज्ञेय; शेष लंघनकं विद.

ક્રોધ માન માયા લોભ એ ચાર કષાય અને પાંચ ઇંદ્રિયોના વિષયો સહિત આહારનો ત્યાગ થાય તેને તપ કહે છે, પણ આહારનો ત્યાગ કર્યા છતાં જો કષાય તથા વિષયનો ત્યાગ ન થયો તો તે તપ નથી પણ પણ લંઘન વા દેહકષ્ટ છે: તપશ્ચર્યા કર્યા છતાં ક્રોધ માન અને માયાદિ

કષાય બહિરાત્મદૃષ્ટિ તથા દેહાધ્યાસાદિ દોષોનો નાશ ન થયો તો તે તપ નથી પણ તપના નામે થતી સૂક્ષ્મ માયા વા આત્મવંચન છે. વૃત્તિઓના સંયમનેજ જ્ઞાનીઓ તપ કહે છે.

આહારપોષણના આધારે જે દેહ ટકેલો છે તેનો આહાર વિના નાશ થતો હોય તેવા દેહવિનાશક તપપ્રયોગમાં પણ મનમાં ખેદ વ્યગ્રતા વા અસ્થિરતા ન થાય. અને પ્રારબ્ધ યોગથી સરસ સ્વાદિષ્ટ ભોજન મળતાં મનમાં જરાપણ પ્રસન્નતા વા હર્ષ ન થાય એવી શુદ્ધભાવ પરિણતિ સ્વરૂપ વીતરાગતા પ્રગટ થવાનો અને ધૂળીનાં રજકણો તથા સ્વર્ગની સમૃદ્ધિ એ બંને પૃથ્વીના વિકારો છે, જડ દ્રવ્યના પર્યાયો છે, આત્માથી ભિન્ન પર છે, વિનાશી છે, અને પર્યાંતરગામી છે, એવી એક સ્વભાવવૃત્તિ વા સમાનતા અનુભવવાનો સદ્ભાગ્યશાળી અપૂર્વ અવસર ક્યારે આવશે ?

## પૂર્વ વિભાગ સમાપ્ત.

આ પદના ૧ થી ૧૨ ગાથા સુધીમાં પૂર્વ-વિભાગનું વિવેચન કર્યા પછી ૧૩ મી ગાથાથી ઉત્તર વિભાગનું વિવેચન ચાલે છે.

આદ્યુપકારી પરમકૃપાળુ મહાત્મા **શુભમુનિજી** મહારાજના સત્સંગ, સદ્બોધ તથા દૈહિક કૃપાથી જે કાંઇ તત્વજ્ઞાનનો બોધબીજ અનુભવાયો છે તેનો સામાન્યતાથી વિચાર દર્શાવ્યો છે, તેમજ બોધબીજના અનુભવની સાથે તે મહાત્માના પુનિત સહવાસમાં શ્રવણ કરેલ ચારિત્રનું સ્વરૂપ તથા પરમકૃપાળુ દેવ શ્રીમાન્ રાજચંદ્રજીના "રાજચંદ્ર" નામક પુસ્તકના વાંચન મનની તેમજ બીજા મહાત્માઓના સત્શાસ્ત્રોના પરિચયથી વિચારેલ ચારિત્રધર્મનું તત્વજ્ઞાનની સાથે અનુમાનથી વર્ણન કરેલ છે. સમ્યગ્જ્ઞાન દર્શન અને ચારિત્રનું વર્ણન તત્વાનુભવ તથા વિચારાનુભવની મિશ્રતાથી ક્ષયોપશમભાવ

અનુસારે કર્યું છે, પરંતુ વીતરાગદશાનું વર્ણન કરવું એ તો મારા અનુભવ (તત્ત્વબોધ) અને અનુમાન (બુદ્ધિ ક્ષયોપશમ) બંનેથી બહાર વા પર હોવાથી અશક્ય છે; પણ પદવિવેચનની પૂર્ણતા કરવા માટે હવે પછીની ૧૩ થી ૨૧ ગાથાઓ ક્ષપકશ્રેણી અને વીતરાગસંયમના વર્ણનવાળી હોવાથી તે વિષયમાં મારી અનભિજ્ઞતા હોવાથી વધારે વિવેચન ન કરતાં શબ્દાર્થમાત્રથી વા સંક્ષેપ વિચારથી વર્ણન કરવાનું બન્યું છે.



## ઉત્તર વિભાગ.

### મૂળ.

### ગાથા ૧૩ મી-ભૂમિકા ૫ મી ક્ષપક શ્રેણી.

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું જ્યાં ત્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વરૂપજો અપૂર્વ.

વાક્યાર્થ—અને "વિવેચન" (સાથેજ કરવામાં આવશે) પૂર્વ સંસ્કાર, જીજ્ઞાસા, સદ્‌ગુરૂસમાગમ, સદ્‌સાધન, ભક્તિ, અને ત્યાગ વૈરાગ્યાદિના અભ્યાસથી દર્શનમોહનો નાશ કર્યા પછી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને આત્માનુભવ થયા પછી ઉપયોગ, જાગૃતિ વૈરાગ્ય તથા ઉદાસીનતાથી ચારિત્રમોહનો ક્ષય કરતાં આત્મસ્થિરતારૂપ ચારિત્ર-ધર્મથી ચારિત્રમોહનો પરાજય થાય છે, જેથી જણાવ્યું છે કે "એમ પરાજય કરીને ચારિત્રમોહનો" આ પ્રમાણે ચારિત્રમોહનો પરાજય કરી અપ્રમત્તભાવ અને ક્ષાયિક સમકિતને લઇ અખંડ ઉપયોગ અને અવિચ્છિન્ન સ્થિરતારૂપ ચારિત્રથી અપૂર્વ કરણ નામના ૮ મા ગુણ-સ્થાનકે આવું. આ ગાથામાં "આવું જ્યાં ત્યાં કરણ અપૂર્વ ભાવ જો" એ વાક્યમાં શ્રીમાન્ રાજચંદ્રજીની અંતરદશાનો અદ્‌ભૂત ચિતાર સમજાય છે, જીવનદર્શનનાં, ભાવના, અને વર્ણન એ બે જીવન-દર્શનના સ્થાનો છે: જે વસ્તુ પ્રાપ્ત થઇ નથી તેની દ્રઢ જીજ્ઞાસા તેનું નામ ભાવના, અને પ્રાપ્ત થયેલ વસ્તુનું નિરૂપણ તેનું નામ વર્ણન.

"ઓગણીસેં ને સુડતાલીસે, સમકીત શુદ્ધ પ્રકાશ્યુરે;" આ પદ તથા બીજાં અનેક પદો અને પત્રોથી સિદ્ધ થયું છે કે શ્રીમાન્

રાજચંદ્રજી ક્ષાયિક સમકિતી ભાવચારિત્રસંપન્ન અપ્રમત્તયોગી હતા; જેથી "અપૂર્વ અવસર" એ પદમાં ૧ થી ૧૨ ગાથા સુધીમાં પોતાને પ્રાપ્ત થએલ અપ્રમત્તદશા સુધીનું વર્ણન છે. અને ક્ષાયક શ્રેણીથી કેવલજ્ઞાન વા મોક્ષ સુધીની જે દશા પ્રાપ્ત થઇ નથી તેનું વર્ણન નહીં પણ ભાવના છે. આ વિચાર વા આશય સત્ય છે એમ સિદ્ધ થવા માટે આ પદનાં એજ ઉદાહરણ વાકયો પૂરતાં છે. ૧૩ મી ગાથામાં લખે છે કે ચારિત્રમોહનો પરાજય કરી (આવ્યો જ્યાં ત્યાં કરણ અપૂર્વ ભાવજો) એમ નહીં પરંતુ "આવું જ્યાં ત્યાં કરણ અપૂર્વ ભાવજો" એક આ વાકય, અને બીજું ૧૪ મી ગાથામાં લખે છે કે "પ્રગટાવુ નિજ કેવલ જ્ઞાન નિધાનજો" આ બીજું વાકય (જેમાં પ્રગટાવ્યુ નિજ કેવળજ્ઞાન નિધાન જો" લખ્યુ નથી પણ પ્રગટાવુ નિજ-એમ લખ્યુ છે) જેથી ભાવના છે. ક્ષપકશ્રેણી પછીની દશાને જેમ ભાવનારૂપે જણાવેલ છે તેમ જો જીજ્ઞાસુ દશાથી લઇ અપ્રમત્તદશા સુધીની દશા પણ ભાવનારૂપે હત તો "એમ પરાજય કરીને ચારિત્રમોહનો" એમ વાકય ન આવત પણ "એમ પરાજય કરતા ચારિત્રમોહનો" તેમજ "દર્શનમોહ વ્યતીત થતા ઉપજ્યો બોધ જે" એમ લખ્યુ નથી પણ "દર્શનમોહન વ્યતીત થઇ ઉપજ્યો બોધ જે" આ ત્રીજી તથા ૧૩ મી ગાથાના વાકયથી દશા પ્રાપ્ત કરવાની ભાવના નથી પણ પ્રાપ્ત થએલ દશાનો પ્રકાશ વા વર્ણન છે, કેમકે ભાવનામાં ભૂતકાલજન્ય દશાનો પ્રકાશ ન હોય, પરંતુ ભવિષ્યફલપ્રાપ્તિસૂચક કાર્યની ચાહના વા ભાવના હોય છે. તત્ત્વજ્ઞાની મહાત્માઓના વાકયો તે શબ્દરચના વા કાવ્યકૃતિ હેતુએ હોતી નથી પણ જીજ્ઞાસુઓના આત્મહિત માટે

મહાત્માના "અપૂર્વ અવસર" એ પ નું અનુકરણ કરનાર એક નકલી સાધુએ કાવ્ય રચ્યું છે જેમાં જણાવ્યું છે કે—અપૂર્વ સમકિત એવુ ક્યારે આવશે—આ કાવ્ય લખનારે સાધુપણું લઇ આચાર્ય પદની ઉપાધિ ધારણ કર્યા જ્યાં હજી તો સમકિત માટે ભાવના કરે છે, જેથી સમકિતરહિત સાધુજીવન અને આચાર્યપણું એ તો ઉપાધિરૂપજ થયુ એમ સહેજે સમજાય છે. સાધુજીવનનો ડોળ રાખનાર આચાર્ય મહારાજને કાવ્યરચનાની કવિતા શક્તિના મોહમા એટલી પણ ખબર ન રહી કે, સાધુને તો વીતરાગસંયમની ભાવના હોય, સમકિતની ભાવના ન હોય ત્યારે શ્રીમાન્ મહાત્માનુ આ પદ શબ્દરચના વા કાવ્યચતુરાઈથી રચાએલુ નથી પરંત કારુણ્યવૃત્તિ અને સહજભાવથીજ ઉદ્‌ભવેલુ છે એમ જીજ્ઞાસુ અને તત્ત્વજ્ઞાની જીવો સુગમતાથી સમજી શકે તેમ છે

ચારિત્રમોહનો પરાજય-ક્ષય કરી અપૂર્વકરણના અખંડ ઉપયોગ અને અવિચ્છિન્ન સ્થિરતાના સ્થાનમાં સત્તાગત તથા ઉદયગત સર્વ ઘાતીયકર્મ ક્ષય કરવાની આત્મશક્તિના પરમવિકાસ અને પરમ નિરાવરણરૂપ ક્ષપક શ્રેણીએ સ્થિત થઇ અખંડ જ્યોતિસ્વરૂપ એક આત્મસ્વભાવની રમણતા સિવાય અન્ય વિશ્વમાત્રના વિકલ્પોનો સર્વથા ત્યાગ કરી અનંત નિરાવરણ અને વિશુદ્ધ સ્વભાવમય વીતરાગતાને પ્રાપ્ત કરવાનો પરમપુનિત અપૂર્વ અવસર ક્યારે આવશે ?

### ગાથા ૧૪ મી.

મૂળ.

મોહસ્વયંભૂ રમણસમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહગુણસ્થાનજો;
અંત સમય ત્યાં પૂર્ણસ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવલજ્ઞાન નિધાનજો;
અપૂર્વ૦

## વિવેચન.

અગાધ સમુંદ્રમાં પાર ઉતરવાની ગતિ જાણનારને નાની નદીમાં પાર ઉતરવુ જેમ સુલભ છે, વા સેંકડો ગાઉની વિકટ અટવી પસાર કરનારને જેમ કાંઠો પસાર કરવો સુગમ છે, તેમ અનંત કર્મબંધન તથા અનંતભવના મૂળ સાધનભૂત મોહનીયકર્મની દર્શનમોહ તથા ચારિત્રમોહ જે ઉત્કૃષ્ટ આત્મઘાતી પ્રકૃતિઓ છે તેનો ક્ષય કરી, વૃક્ષના મૂળ વિનાશની માફક સંસારરૂપી વૃક્ષનુ મૂળ જે મોહનીયકર્મ તે રૂપ અપાર અગાધ અને અનત આવરણરૂપ સ્વયંભૂરમણ સમુદ્રને પાર ઉતરી બાકી રહેલાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ઘાતીકર્મનો ક્ષણવારમાં સર્વથા ક્ષય કરી, ઘાતીકર્મક્ષીણતાના સ્થાનરૂપ ક્ષીણમોહગુણસ્થાનકે આવી તે ગુણસ્થાનકના અંતિમસમયમાં પૂર્ણ વીતરાગ સ્વરૂપ બની અનંતજ્ઞાન અનંતદર્શન અનતચારિત્ર અનતવીર્ય સ્વરૂપ કેવલજ્ઞાન પ્રગટ કરવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

### ગાથા ૧૫ મી—ભૂમિકા ૬ ઠી.—કેવલજ્ઞાન.

મૂળ,

ચારકર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો;
અપૂર્વ.

## વિવેચન

અનતભવવર્દ્ધક ઘન એટલે દઢ ઘાતીકર્મનો ચારેનો વ્યવચ્છેદ એટલે સર્વથા નાશકરવાથી ભવ–સંસારના મૂળભૂત વા બીજભૂત રાગદ્વેષ અને અજ્ઞાનનો અત્યત નાશ થાય છે, અને તેવી દશા થવાથી સર્વભાવનો જ્ઞાતાદ્રષ્ટતા સહશુદ્ધતા સ્વરૂપ આત્મા કૃતકૃત્ય બની અનંતવીર્યના વિકાશને પ્રગટાવી લોકાલોકના અનંતસ્વરૂપને જાણી શકે છે,

ક્ષાયિકસમકિત અને કેવલજ્ઞાનમાં ઉપયોગ ની સમાનતા છે, પણ દ્રષ્ટાભાવ વા ચારિત્રભાવ–સ્થિરતાસ વની ન્યૂનાધિકતા છે, ક્ષાયિકસમકિતમાં ઉપયોગ અખંડ છે; દ્રષ્ટાભાવ ઘાતીકર્મના પ્રારબ્ધોદયમાં છે, અને સ્થિરતા ન્યૂનાધિક છે, જ્યારે કેવલજ્ઞાનમાં ઉપયોગ અખંડ છે; સ્થિરતા અવિચ્છિન્ન છે અને દ્રષ્ટાભાવ ચારે ઘાતીકર્મના ક્ષય થવાથી અનંત છે અર્થાત્ અનંતભાવનો દ્રષ્ટા છે, આવો અનંતદ્રષ્ટાસ્વરૂપ કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

## ગાથા ૧૬ મી.

### મૂળ.

વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ્ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો;
અપૂર્વ.

### વિવેચન.

ચાર ઘાતીકર્મનો ક્ષય થયા પછી જ્યારે કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યાં આયુષ્ય પ્રારબ્ધકર્મને લઇ વેદનીય આયુ, નામ અને ગોત્ર એ ચાર અઘાતીકર્મ સ્થિત દેહયોગ પ્રારબ્ધ રહે છે, પણ અનંતદ્રષ્ટાભાવને લઇ તે કર્મ બળી ગએલી સીંદરીની આકૃતિ માફક વા રસહીન શુષ્ક રેતીની માફક નિઃસત્વ અને નિર્બંધન છે. દેહના આયુષ્યપ્રારબ્ધની સાથે તે કર્મોની હયાતિ છે, પણ જ્યારે દેહાયુષ્ય પૂર્ણ થતાં દેહસ્થિત ચારે અઘાતીકર્મનો પણ નાશ થવાથી દૈહિકપાત્ર સ્થિતપણાનો અભાવ

## ગાથા ૧૭ મી—ભૂમિકા ૭ મી—મોક્ષપ્રાપ્તિ.

મૂળ

મન વચન કાયાને કર્મની વર્ગણા,
છુટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો
અપૂર્વ

વિવેચન

મન વચન કાયાના ત્રણે યોગ અને કર્મની અનંત આવરણ વર્ગણાઓનો નાશ થઇ સર્વ પ્રકારનો પૌદ્ગલિક સંબંધ છુટી જાય છે અર્થાત્ આત્મા ચૈતન્ય અરૂપી હોવાથી તેને જડરૂપી-સ્વકર્મનો સંબંધ અસંભવ વા અશક્ય છે પણ આત્મા અને કર્મનુના અનાદિ કર્મબંધ વા નિમિત્ત નૈમિત્તિકભાવથી ઉત્પન્ન થએલ કર્મપુદ્ગલનો સંબંધ એટલે કર્મભાવ વા કર્મવાસનાનો સર્વથા નાશ થાય તેવુ અને મહાભાગ્યસ્વરૂપ અનંતસુખદાયી સંપૂર્ણ અબંધસ્વરૂપ આવરણ કર્મ-બંધન વા વાસના રહિત યોગાતીત એવા અયોગી ગુણસ્થાનકે સ્થિત થવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

## ગાથા ૧૮ મી

મૂળ

એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોળ સ્વરૂપ જો
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્તમય
અગુરૂ લઘુ અમૂર્ત સહજપદ રૂપ જો
અપૂર્વ.

### વિવેચન.

યોગાતીત સ્વરૂપ સંપન્ન થયા પછી એક પરમાણુમાત્રનો સંબંધ આવરણભાવ કે સ્પર્શતા નથી એવી સંપૂર્ણ નિરાવરણતા અને જરા-પણ કર્મ આવરણ કે બંધનરૂપી કલંક વિના સંપૂર્ણ વિશુદ્ધ સ્વરૂપ તથા ચંચલતા ભયને દુ:ખરહિત અડોળ અને અનંત અખંડ સ્થિરતા અનુ-ભવવાનો, તેમજ પરમ વિશુદ્ધ જ્યોતિસ્વરૂપ, જગતના કોઇ પણ દ્રશ્ય અદ્રશ્ય પદાર્થો વા પરિણામોની રંજનતારહિત નિરંજન, નિરાકાર, પરમવિશુદ્ધ જ્યોતિસ્વરૂપ, તથા ન્યૂનાધિક અને સમવિષમતારૂપ જે ગુરૂત્વ લઘુત્વભાવ તે રહિત અગુરૂલઘુસ્વરૂપ, ત્રિકાલઅબાધિત, અને અનંત વિશ્વથી રહિત અન્ય એવા અનંત શક્તિધારક અનન્ય સહજ આનંદ સહજ સ્વરૂપમય સિદ્ધ થવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે?

### ગાથા ૧૯ મી.

મૂળ.

પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી
ઉર્દ્ધગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો
સાદિ અનંત અનંત સમાધિસુખમાં
અનંતદર્શન જ્ઞાન અનંત સહિત જો.
અપૂર્વ.

### વિવેચન.

શાસ્ત્રમાં લખેછે કે, આત્મા મુક્ત થયા પછી પૂર્વ પ્રયોગાદિના યોગથી ઉર્દ્ધગમન કરેછે. આ વાક્યનો શબ્દાર્થ વિચારીએ તો વિરોધ આવે છે.

**પ્રશ્ન**—પૂર્વે આત્માએ ઉર્દ્ધગમન કર્યું હશે અને પછી આવરણ બંધન થવાથી પૂર્વકૃત ઉર્દ્ધગમનની ટેવ આવરણીત થઇ ગઇ છે, અને જ્યારે પુન: આત્મા આવરણથી મુક્ત થઇ મોક્ષગામી થાય છે ત્યારે પૂર્વની અનુભવેલી ઉર્દ્ધગમનની રીત આવિર્ભાવ વા સ્મૃતિગત થતાં તે

ટેવના અનુસારે ઉર્ધ્વગામી થનો હશે, આમ અર્થ કરીએ તો આત્માની સાથે કર્મસંબંધનો અનાદિભાવ વિરોધ પામી આદિભાવ ઠરે છે અને આદિભાવ ઠરવાથી કર્મ બંધની સિદ્ધાંતો બધા અસત્ય ઠરે છે તેમજ બીજા પણ અનેક વિવિધ વિરોધો ઉઠે છે જેથી

**પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી**—એ વાકયનો વાસ્તવ્ય રહસ્યાર્થ શુ છે ? તે દર્શાવ છે

**ઉત્તર**—પૂર્વ એટલે પહેલા એમ અર્થ નથી પણ પૂર્વ એટલે મૂળ એમ અર્થ ઘટે છે અર્થાત્ આત્માનો મૂળ સ્વભાવ ઉર્ધ્વગામી છે એટલે અનતપદાર્થો પરિણામો અને વાસનાઓ પુદ્ગલ-મય અખિલ વિશ્વ, તેનાથી પર ઉપર વ દ્રષ્ટા છે ઉર્ધ્વગામી છે, એટલે ઉંચે ઉડવાને વા દોડવાને શક્તિમાન્ છે એમ અર્થ નથી, કેમકે ઉડવુ, સ્થિર રહેવુ તથા દોડવુ ધીમે ચાલવુ એ ઠઠભાવ આત્મામા નથી, એ તો પરમાણુઓનો ધર્મ છે, આત્મા તો તે પ્રવૃત્તિ વા કલ્પનાથી રહિત છે, જેથી ઉર્ધ્વગામી એટલે અનત વિશ્વથી પર ઉપર વા દ્રષ્ટા તે, અને તે દ્રષ્ટાસ્વરૂપ ત્રિકાલ તેજભાવ સ્થિત છે, અબાધિત છે, ભૂતકાલે પણ તેજ હતો વર્તમાનકાલે કર્મસંબધ મનાયા છતા, યોગની અશુદ્ધિ અજ્ઞાનતા તથા અસ્થિરતાથી આત્માને આવરણ છે. બધન છે એમ ભ્રમિત દોષથી કલ્પાયા છતા, પણ તેજ ( ભૂતકાલ ) સ્વરૂપજ છે, અને ભવિષ્યમા યોગની શુદ્ધિ તથા સ્થિરતાથી આવરણકર્મનો નાશ થતા પણ તેજ સ્વરૂપ રહેશે માટે વિશ્વના દ્રષ્ટારૂપ જે મૂળ સ્વભાવસંપન્ન

પ્રતિબંધ રહિત છે, અને ભાવથી વૈષ્ણવે કલ્પેલા વૈકુંઠ, અને જૈને માનેલ સિદ્ધશીલાના સ્થાન, ગમનાગમન, સ્થિરતા, અસ્થિરતા, વ્યાપ્ત અવ્યાપ્ત, તથા સંખ્યા પ્રમાણાદિની કલ્પના ઉપાધિ વા માયારહિત છે કર્મબંધનથી મુક્ત થયા પછી શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માને બંધન, ભ્રમ અને આવરણરહિત જે ભાવ તેજ મોક્ષ વા તેજ સિદ્ધશિલા છે. મુક્તસ્વરૂપ શુદ્ધાત્માને મોક્ષ થયા પછી તે ઉંચો જાય છે વા નીચો સિદ્ધશીલા ઉપર જાય જાય છે કે વૈકુંઠમાં પેસે છે અથવા લોકાગ્રસ્થાને માનેલા ક્ષેત્રસ્થાનમાં જ ૩૩૪ ધનુષ્ય પ્રમાણના માપ સ્થાનમાં ક્ષેત્રપ્રતિબંધપણે સ્થિર રહે છે, એમ વિચારવું એ મન, કલ્પના, વિચાર, અને બુદ્ધિથી પર છે. જો તે ૩૩૪ ધનુષ્ય પ્રમાણ ક્ષેત્રમાંજ રહે છે એમ માનીએ તો ક્ષેત્રપ્રતિબંધનો દોષ લાગે છે, જ્યારે સિદ્ધાત્માને તેજ સ્થાનમાં રહેવાનો પ્રતિબંધિત સ્વભાવ હોય એ તો એકજાતનું કેદખાનું થયું કેમ ન કહેવાય? જેમ કેદખાનાના ચકરોમાં નિયમિત થએલ કેદીઓ તેજ આંકવાળા ચકરમાં રહે, તેમ સિદ્ધભગવાન ઉપર કેદનો નિયમ કઇ કુદરતની સત્તાએ લાગુ પડયો છે, કે તે એકજ સ્થળે રહે, ત્યાંથી જરાપણ આઘાપાછા ખસીજ ન શકે? સમાધાન-જે મુક્તસ્વરૂપ છે તેને ગમનાગમન વા સ્થિરાસ્થિ તાદિ કાંઇ પણ નથી, જેથી મોક્ષ થયા પછી સિદ્ધાત્મા કયાં જાય છે, કયાં રહેછે વા શું કરેછે એ વિચારવું અથવા એ સંબંધી કાંઇપણ માની લેવું એ મૂર્ખતા વા અજ્ઞાન છે એ વિચારવું આપણી કલ્પના વા બુદ્ધિથી પરછે, અગમ્ય છે. જેથી મૂળસ્વભાવરૂપ જે પૂર્વ પ્રયોગાદિ તેના ગેગથી વા સિદ્ધસ્વરૂપ પ્રાપ્ત થયા પહેલાં જિજ્ઞાસુદશાથી લઇ અધ્યાપિપર્યંત જે પૂર્વ સાધનો છે તેના નિમિત્તથી સંપન્ન બની ઉર્દ્ધગમન એટલે વિશ્વદ્રષ્ટારૂપ મૂળ સ્વભાવસ્થિત થવાનો અને આત્મસ્વભાવ તો અનાદિ અનંત એકજ સ્વરૂપ સ્થિત છે, પણ ભ્રમિત બંધનરૂપ

આવરણસ્વભાવનો નાશ થવારૂપ આદિભાવને માધન વ્યવહારથી સમજવાની જરૂર છે, કેમકે કર્માવરણ નાશ થયા પછી આત્માને જ્ઞાન થયું એમ માનીએ તો પહેલાં શું અજ્ઞાન હતું? માટે અહિં જે સાદિભાવ બતાવ્યો છે તે આત્મજ્ઞાનની પ્રાપ્તિની આદ્યતા બતાવી નથી પણ કર્માવરણ ક્ષય થવારૂપ આદિસ્વભાવને લઈ ક્ષય થએલાં કર્માવરણો હવે અનંતકાલમાં પણ આત્માને સ્પર્શિત, દોષિત, વા આવરણીત કરી શકે તેમ નથી, તેથી સાદિ અનંતભાવ દર્શાવ્યો છે, એમ અનંત ધર્મસ્વરૂપ સમાધિમાં અને સુખમાં સ્થિત થવાનો તેમજ અનંતજ્ઞાન અને અનંતદર્શન સ્થિત થવાનો અપૂર્વ અવસર ક્યારે આવશે!

અહિં અનંતજ્ઞાન જે કહ્યું છે તે અનતપ્રકારનાં જ્ઞાન એમ નહીં, કેમકે જ્ઞાન અભેધ્ય અવિચ્છન્ન ને અખંડ છે, જેમા ભેદ વા પ્રકારનો અભાવજ છે, પરતુ અનંતકાલ પર્યાતર થયા છતાં જે જ્ઞાન પરિમિતતા વા અનંતપણા પ્રાપ્ત ન થાય તેવો અપરિમિત અનંતભાવ સમજવાનો છે, અને તે અનતપણુ અભિન્ન ઐક્યસ્વરૂપ હોવાથી જેમાં ભૂત, વર્તમાન ભવિષ્યકાલનો સમયસંબંધ પણ ઘટતો નથી. કેટલાક જીનો સમન્વાત્રિના એમ માને છે કે સિદ્ધાત્મા અનંતજ્ઞાની છે માટે ત્રિકાલજ્ઞાની છે, અર્થાત્ ભૂતવર્તમાન ભવિષ્ય એ ત્રણેકાલના પરિણમન જ્ઞાનને જાણે છે, પણ આ માન્યતા ખોટી છે, કેમકે જ્ઞેયાકારે જ્ઞાન પરિણમે છે, એ તો જૈનદર્શનનો સિદ્ધાંત છે તો ભવિષ્યકાલજનિત જ્ઞેયાકારનુ પરિણમન થયા વિના વર્તમાનમાં જ્ઞાનપરિણમન થવું અશક્ય છે, માટે સિદ્ધાત્મા ત્રિકાલ જાણે છે એનો રહસ્યાર્થ ત્રણેકાલનું એક સમયે જાણે છે એમ નહીં પણ ત્રણેકાલે જાણવા શક્તિમાન્ છે, અર્થાત્ ભૂત ભવિષ્યને વર્તમાન ત્રણેકાલ જ્ઞાનસ્થિત છે, હયાત છે વા જાણવા શક્તિમાન છે,

## ગાથા ૨૦—ઉપસંહાર.

મૂળ.

જે પદ શ્રીસર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં, પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે!
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાનજો. અપૂર્વ.

વિવેચન

જે પદ-પદ એટલે આત્માનું સ્થાન, વા અત્યાગ્રભાવ-આત્મ સ્વરૂપ, અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવાને મિથ્યાત્વ મોહ અને અજ્ઞાનનો સર્વથા નાશ કરી, જે સ્વરૂપને પોતાના 'વિશુદ્ધ ચૈતન્યજ્ઞાનમાં દીઠું' -અનુભવ્યું છે, અર્થાત્ આવરણકર્મનો સર્વથા ક્ષય થવાથી સંપૂર્ણ-જ્ઞાની પરમાત્માને જે સ્વરૂપનો સ્વાનુભવ થયો છે; આત્મસ્વરૂપને સંપૂર્ણ અનુભવ્યુ છે છતાં તે સ્વરૂપને કહી એટલે શબ્દથી વર્ણવી શકતા નથી. પરમયોગી આનંદઘનજી મહારાજ કહે છે કે—

નિશાની કહા બતાઉં રે, તેરો અગમ અનુપમરૂપ:
અનુભવગોચર વસ્તુ હૈ રે, જાણવો એહિ ઇલાજ,
કહન સુનનકું કછુ નહીં પ્યારે, આનંદઘન મહારાજ,
નીશાની

અનુભવવાને કહેવું, સાંભળવું એ આદિ કાંઇ ઉપાય કામ લાગી શકે તેમ નથી, પણ તેના સાક્ષાત્કાર—અનુભવથીજ આત્મસ્વભાવ જણાય તેમ છે. વળી પરમયોગી **શ્રીકૃષ્ણમહારાજ** પણ **ગીતાજીમાં** કહે છે કે—

अवाङ्बुद्धि मनस गोचरः આત્મા બુદ્ધિ, મન, વચનથી પર છે—અગોચર છે, અર્થાત્ આત્મસ્વરૂપ જાણવામાં મન બુદ્ધિ વચન કોઇ કામ લાગી શકે તેમ નથીજ તેમજ यतोवाचो निवर्तंते अप्राप्य मनसा સહ મનને ન પામીને જ્યાંથી વાણી પણ પાછી હઠે છે (ઉપનિષદ).

બહિરાત્મવૃત્તિ, દેહાધ્યાસ અને અજ્ઞાનથી મુક્ત થઇ ૧ પૂર્વ-સંસ્કાર ૨ જીજ્ઞાસા ૩ વૈરાગ્ય ૪ ત્યાગ ૫ સદ્ગુરૂસમાગમ ૬ ભક્તિ ૭ શ્રદ્ધા અને ૮ સદ્વિચાર એ પરમાર્થ માર્ગ સાધકાષ્ટકથી અંતરાત્મા (મન) ને શુદ્ધ કરી આત્માનો અનુભવ કરવાથીજ આત્મસ્વરૂપ સમજી (અનુભવી) શકાય તેમ છે.

મન બુદ્ધિ અને વચનની આત્મસ્વરૂપ અગમ્ય હોવાથીજ બહિરાંગપણે તેનું નિરીક્ષણ કરતાં, અનેક ધર્મસમાજો મતસંપ્રદાયો અને દર્શનભેદો ફેલાયા છે. જેમકે એક "શહેર જવા માટે ૫—૭ માણસો જુદી જુદી દિશાઓમાથી નિકળ્યા, એકજ શહેર દરેકનું કેંદ્રસ્થાન છે, અનેક દિશાઓ રસ્તાઓ અને વાહનાદિ સાધનોથી શહેરમાં જવા માટે નિકળેલા મનુષ્યો શહેરના કેંદ્રસ્થાન-લક્ષબિંદુને ભૂલી જઇ, દિશા, રસ્તાઓ તથા સાધનોની ભિન્નતાથી ભ્રમણામા પડી રસ્તામાજ લડતા વા આથડતા ફરે છે, તેમ અવિનાશી સચ્ચિદાનંદસ્વરૂપ સત્ એકજ છે, વા અનંતશક્તિ સ્વરૂપ પરમાત્મા (પરમાત્મતત્ત્વ) એકજ છે, વેદોપાસકોનો **કૃષ્ણ**, અને બુદ્ધોનો **બોધ** જૈનોનો **મહાવીર** મોહમેદનોનો **ખુદા** પારસીઓનો **પયગંબર**, અને ક્રિશ્ચનોનો **ઇસુ** એમ એક પેઢીના ભાગીદારોની માફક અનેક ઇશ્વરોની ભાગીદારી નથી વા અનેક જુદા જુદાં નામોથી પરમાત્માઓ

અનેક નથી, અનંતશક્તિ સ્વરૂપ પરમાત્મા વા પરમાત્મતત્ત્વ એકજ છે, અને તેજ પરમસત્ય વા તેજ ધર્મ છે, તેની પ્રાપ્તિમાં એટલે શુદ્ધ મેળવવાનાં અનુભવરૂપ સાધનો અનેક છે. સાચી જીજ્ઞાસા, દૃઢ ઉપાસના, વિશુદ્ધપ્રેમ, અને અડગ શ્રદ્ધાથી પરમસત્યરૂપી સાધ્યને લક્ષમાં રાખી, અનેક સાધનોમાંના કોઇપણ સાધનનું સદ્‌ગુરુની આજ્ઞાએ સેવન કરવાથી તેને કોઇપણ ધર્મસાધન મઝહબ વા દર્શન પ્રત્યે વિરોધ કે ભિન્નતા નહીંજ થાય, અને તે સત્સ્વરૂપને અવશ્ય પ્રાપ્ત કરી શકે છે. પરમાત્મા અને પરમતત્ત્વ વા સત્ય એકજ છે, છતાં આટલા બધા ધર્મમતો અને દર્શનભેદો કાં છે? આ પ્રશ્નનું સમાધાન સૂક્ષ્મબુદ્ધિથી વિચારવાથી તે સુગમતાથી સમજી શકાય તેમ છે. પરમસત્ય અપૂર્વ છે, મહત્ છે, વિશ્વવ્યાપિ છે, પરંતુ, શબ્દ બુદ્ધિ અને મનથી પર છે, અગમ્ય છે, જેથી સ્વાત્માનુભવ થયા વિના શાસ્ત્ર, બુદ્ધિ, તર્ક, વિદ્યા, અને વિચાર કલ્પનાઓથી અનેક પ્રકારે તેનું શોધન કરતાં તેની વાસ્તવ્યતા સમજાતી નથી, પણ અન્યથાભાવે સમજાય છે, મનાય છે, અને તેથીજ અનેક વિરોધો ઉદ્‌ભવે છે, અનેક ધર્મસમાજો અને દર્શન ભેદો રચાય છે. જે વસ્તુ સૂક્ષ્મતર મન અને બુદ્ધિથી પણ પર છે, તે વસ્તુ સમજવામાં મહાન્ વિદ્વાનો પણ ગોથાં ખાય છે–મુંઝાય છે, કેમકે શબ્દાતીત સ્વરૂપને શોધવા–અનુભવવા પૂર્વસંસ્કાર તથા જીજ્ઞાસાદિ આત્મિકગુણોથી પાત્રતા મેળવ્યા વિના શબ્દબળ તથા બુદ્ધિબળથી જે પ્રયત્ન થાય છે, તે પ્રયત્ન ફલદાયી થતોજ નથી,

કરવા માટે મંત્રાભાવ વા સાધનરૂપ ગ્રેગ્ણા છે, શ્રીમાન્ એક કાવ્યમા લખે છે કે—

**નહીં ગ્રંથમાંહિ જ્ઞાન ભાખ્યુ જ્ઞાન નહીં કવિ ચાતુરી**
**નહીં મંત્રતંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહીં ભાષા ઠરી!**
**નહીં અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો**
**જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો.**

**શ્રીમદ્ રાજચંદ્ર.**

આત્મજ્ઞાન એ શાસ્ત્રમા, કવિની ચાતુરીમા, મંત્રતત્રના પ્રપચમા, કોઇપણ જાતની ભાષામા, શબ્દમા, વા કોઇપણ સ્થાનમા નથી, પરન્તુ આવરણ, બંધન, અને અજ્ઞાનરહિત એવા પરમયોગી મહાત્માના વિશુદ્ધ હૃદયમાજ છે

તત્ત્વાર્થી જીવાત્મા જગતભાનમા તત્ત્વ મેળવવાની વૃત્તિને ભૂલી જઇ મહાત્માના હૃદયોજ જુએ છે, અર્થાત્ મહાત્માના હૃદયને અતરદ્રષ્ટિથી જોવાથીજ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અન્યથા કોઇ ઉપાયથી થતી નથી, જેથી શ્રીમાન જણાવે છે કે "જે પદ શ્રી સર્વજ્ઞ દીઠુ જ્ઞાનમા" સર્વજ્ઞ ભગવાને જે સ્વરૂપનો સપૂર્ણ અનુભવ કર્યો છે, છતા સર્વજ્ઞપ્રભુ તે સ્વરૂપને કહી શકતા નથી, એટલે શબ્દથી વર્ણવી શકવા શક્તિમાન નથી, કેમકે અનુભવ એ આત્માનો સ્વભાવ છે, અને કહેવુ એ વચનનો વિષય છે, અને તે તો આગળ જણાવી ગયા છીએ કે આત્મસ્વરૂપ મન

ભવ્યોને વચનયોગથી વર્ણવી શકે છે, કેમકે સર્વજ્ઞ ભગવાનનું મન શુદ્ધ હોવાથી એ બધા વિષયો મનગ્રાહ્ય છે, તેથી વચનદ્વારા વર્ણવી શકે છે, પરમસ્વરૂપ તો મન અને બુદ્ધિથી પણ પર હોવાથી વચનથી પણ પર-અગમ્ય છે; જેથીજ " કહી શકયા નહીં તે પણ શ્રી ભગવાન જો " પોતે સંપૂર્ણ સ્વરૂપ અનુભવેલ જ્યાં પોતાના સ્વરૂપને કહી શકતા નથી, વર્ણવી શકતા નથી, ત્યારે તે અતિગહન સ્વરૂપને "અન્યવાણી તે શું કહે ?" સર્વજ્ઞપ્રભુ શિવાયના બીજા છદ્મસ્થ (સાધુ સમકીતી વા મિથ્યત્વી આદિ) જીવો શું વર્ણવી શકે ? સર્વજ્ઞ પ્રભુ પરમયોગી સાધુ, વા અખંડ ઉપયોગી સમકીતી મહાત્માઓ તો પૂર્વસંસ્કારી જીજ્ઞાસુ જીવાત્માને આત્મસ્વરૂપનો રહસ્યભાવ નિષ્કારણ કરૂણાથી સંજ્ઞાદ્વારા પણ સમજાવી. પાત્રતા પ્રગટ કરાવી, અનુભવ કરાવી શકે છે, વા નિષ્કારણ કરૂણાથી ભવ્યાત્માઓના આત્મહિત માટે સતસ્વરૂપનું સંજ્ઞાભાવે યત્કિંચિત પણ વર્ણન કરી શકે છે, પરંતુ તે શિવાયના આત્મજ્ઞાનરહિત જીવાત્માઓ તો પરમ સત્નો વિચાર કરવા પણ શક્તિમાન્ નથી, તો તેનું વર્ણન કરવાની ઇચ્છા કરવી એ તો મૂર્ખતાજ છે. વા વચનયોગની ભાષા વૈખરીના પરમાણુઓને ફોગટ વિખરાવવાનુંજ છે. આ ઉપરથી વાચક વર્ગને પ્રશ્ન ઉદ્દભવશે કે જ્યારે પરમસત્ આટલું બધું ગહન-અગમ્ય અને વચનાતીત છે, સર્વજ્ઞપ્રભુ, સાધુ, અને સમકીતી શિવાય તે સ્વરૂપના સંજ્ઞાભાવને પણ કોઇ જાણી કે વર્ણવી શકે તેમ નથી, તો તમે

પદની મહત્તા દર્શાવવા પ્રયત્ન અને સ્તવના વા ભક્તિજ કરી છે, અર્થાત્ શ્રીમાન્ **રાજચંદ્રજી** જૈનદર્શનના પુનરુદ્ધારક, ભારતના આદર્શ સાધુ, અને અપ્રમત્તયોગી હતા છતાં શુષ્ક ક્રિયા જડતામાં ડુબેલી, અને સંપ્રદાય મોહથી અંધ થએલી જૈનસમાજ, તથા તેના કહેવાતા કેટલાક સંપ્રદાયમોહાંધ સાધુઓ આ પરમયોગી મહાત્મા પ્રત્યે (તેમના મહત્ સ્વરૂપને સમજ્યા વિના) ખેદકારક નિંદાઓ કરી, તથા મૂર્ખતાભર્યા વિચારો ફેલાવી, મંદબુદ્ધિવાળા બાલજીવોને અહિતકારક કરે છે, અસત્ માર્ગ પ્રરૂપે છે, અને સન્માર્ગમા વિઘ્નભૂત થાય છે, તે અટકાવવા, જૈનસમાજમા પરમ-સત્યનો પ્રકાશ ફેલાવવા, તથા બીજા દર્શનોપાસકો તરફથી થએલા હૃદયભેદક ટીકાઓ દૂર કરવા, તેમજ **શ્રીમાન્** દેહાભિમાની, સંસાર મોહી, માયાસક્ત, વા અજ્ઞાની ન હતા, પણ નિરાભિમાની, માયા-મુક્ત, પરમજ્ઞાની, આદર્શયોગી સંતમહાત્મા જ હતા, એમ સિદ્ધ કરવા તથા **શ્રીમાન્** મહાત્માના બોધવચનામૃતોથીજ આ અજ્ઞાનાવરણીત અધમ હૃદયમા જ્ઞાનજાગૃતિરૂપ પરમતત્ત્વના સત્ બોધનો સત્યપ્રકાશ વા અનુભવ થયો છે, ઉદ્ધાર થયો છે, જેથી પ્રેમભક્તિથી ઉદ્ભવેલા પ્રાર્થના વા સ્તવનાભાવને દર્શાવવાજ આ પદ ઉપર વિવેચન લખ્યું છે. પરમસત્યનુ વર્ણન દર્શાવવાના હેતુથી આ વિવેચન કર્યું નથી, પણ ઉપરોક્ત હેતુથી તથા **શ્રીમાન્ રાજચંદ્રજીના** આદર્શ જીવનની મહત્તા દર્શાવવા, અને પરમકલ્યાણકારી આ પદની અપૂર્વતા વા મહત્તા દર્શાવવા માટેજ આ વિવેચન લખ્યુ છે

જગતનો કુદરતી નિયમ એવો વિચિત્ર છે કે પરમજ્ઞાની મહાત્માની હૈયાતીમા તેમના પરમજ્ઞાનની મહત્તા માયાસક્ત જીવોને સમજાતીજ નથી, તેમા પણ બીજી સમાજ જ્ઞાની વા દર્શનો-પાસકો મહાત્માની જેટલી મહત્તા જાણે છે તેટલી મહત્તા મહાત્મા **જે જ્ઞાતિ સમાજમા ઉત્પન્ન** થયા હોય તે જાણવા ભાગ્યશાળી ન

અને એ કેટની સખેદ આશ્ચર્યની ઘટના છે! **શ્રીમાન્** કહેતા હતા, કે જ્યારે જ્ઞાની હૈયાત હોય છે ત્યારે લોકો તેને પત્થરા મારે છે, અને જ્ઞાનીના મરી ગયા પછી તેજ લોકો તેના નામના પત્થરની મૂર્તિઓ બનાવી તેને પૂજે છે ક્રાઇસ્ટ, બુદ્ધ, મહાવીર, આનંદઘનજી, અને નરસીંહ મહેતા જેવા અવતારીઓ, પરમાત્માઓ, યોગીઓ, અને ભક્તોની, તેમની હયાતિમા પુ તી પીછાણ વા મહત્તા જનસમાજ કરી શકી નથી તેટલી મહત્તા તેમના મરણ પછી થઇ છે. **શ્રીમાન્** મહાત્માને માટે પણ તેમજ બન્યુ છે તેમની હૈયાતિમા હજારો કોશ દૂર બેઠેલા દેશયોગી મહાત્મા ગાંધીજીને તેમની જેટલી ઓળખાણ થઇ છે, તેમના પરમજ્ઞાનની જેટલી અપૂર્વતા—મહત્તા જણાઇ છે, તેટલી સમીપમા રહેલી જૈન સમાજને થઇ નથી એ સમાજના કેટલા કમભાગ્યની નિશાની છે?

દરિદ્ર જ્ઞાતીમા કોઇ એક માણસ પૈસાદાર થાય તો બીજાઓને હર્ષ થવાને બદલે ઇર્ષ્યા વા ખેદ થાય છે, કેળવણીહીન જ્ઞાતિમા કોઇ વિદ્વાન પાકે તો બીજા અભણ મનુષ્યોને આનંદ થવાને બદલે ઇર્ષાજન્ય ખેદ થાય છે, તેમ કુસંપ, ક્લેશ, સ્વાર્થ, અજ્ઞાનતા, અને પ્રમાદમા ડુબી ગએલી જૈનસમાજમા સમાજ અને **શ્રીમાન** જેવા પરમયોગી મહાત્મા ઉત્પન્ન થવાથી પરમાનંદ થવાને બદલે મતાગ્રહ મોહીત અજ્ઞાની લોકો, તથા બાહ્યવેષમોહીત સાધુઓ ઇર્ષ્યાગ્નિથી બળતા રહી ખેદ કરે છે, અને પોતાના ખોટા આડંબરમાનને ટકાવી રાખવા ખાતર બાળજીવોને બહેકાવે છે મહાત્માની નિંદા કરી પોતે અને બીજા અનેક જીવોને દુર્ગતિગામી બનાવે છે એજ સમાજનુ દુર્ભાગ્ય વા દુષમકાળની

**"હું આજે ત્રીસ વર્ષ થયાં હિંદુસ્થાનમાં ધાર્મિક પુરૂષની-તત્વજ્ઞાનીની શોધ કરૂં છું, પણ શ્રીમાન રાજચંદ્રની હરીફાઈ કરી શકે એવો એક પણ આત્મજ્ઞાની પુરૂષ મારા જોવામાં આવ્યો નથી"** ત્યારે અમારા મતાગ્રહમોહાંધ જૈન સાધુઓ કહે છે કે, **શ્રીમાન્** તો મિથ્યાભિમાની હતા, અથવા ખોટા ડોળી હતા, આમ કહે છે. પરંતુ આ ગુરૂઓને ખબર નથી કે તમારા હાઉઓથી ડરી જવાનો, તમારી કલ્પિત કલ્પનાઓથી કમરાઇ જવાનો, અને તમારી હાએહામા ચાલવાનો ગાડીરીઆપ્રવાહનો જમાનો ચાલ્યો ગયો છે.

મહાન્ પુરૂષના હૃદયસ્વરૂપને સમજ્યા વિના જનસમાજમાં તેમના પ્રત્યે ખોટા વિચારો ફેલાવવાથી મહાત્માના હૃદય, જીવન, વા પવિત્ર ખ્યાતિને અણુમાત્ર પણ આવરણ, સ્ખલના કે બાધા થતીજ નથી, પણ તમારી મૂર્ખતા જાહેર થાય છે. માટે તેવી મૂર્ખતા જાહેર કરી પવિત્ર શાસનને લજાવવા, તથા તમારા જીવન અને સમાજની અધોગતિ કરવા કરતાં, સત્યની શોધ કરવા પરમજ્ઞાનીના ઉપાસક બનવા પ્રયત્નશીલ થાઓ, અને જો તમારા દુર્ભાગ્યોદયે તેમ ન બને તો બીજા જીવોની અને સમાજ વા દેશની અધોગતિ કરતાં અટકો તોએ તમારાં સદ્‌ભાગ્યની વાત છે.

જે **પરમસત્યને** સંપૂર્ણજ્ઞાની પરમાત્મા પણ કહી શકયા નથી તે સ્વરૂપને બીજાઓ કહી-વર્ણવી શકે એ બને તેવું નથી, જેથી "અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો" તે સ્વરૂપ અનુભવ ગમ્ય છે, અર્થાત્ આત્મા પોતેજ પોતાના સ્વરૂપને જાણી વા અનુભવી શકે તેમ છે. મન વાણી વા બુદ્ધિમાં આવી શકે તેમ છેજ નહીં. આવા અવાચ્ય અગમ્ય **પરમસત્યને** પ્રાપ્ત કરવાનો વા અનુભવવાનો પરમકલ્યાણકારી અપૂર્વ અવસર ક્યારે આવશે?

ગાથા ૨૨ મી.

મૂળ.

એહ પરમપદ પ્રાપ્તિ કર્યું ધ્યાન મેં,
ગજાવગર ને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો.

વિવેચન.

એ પરમપદ એટલે મોક્ષની પ્રાપ્તિનુ મે ધ્યાન કર્યું. અહીં ધ્યાન એટલે ક્ષપકશ્રેણી એમ અર્થ કરવાનો નથી, પણ વિચાર વા ભાવના કરી. કેમકે ક્ષપકશ્રેણીએ ચડેલ યોગી અપરાવર્ત— કેવલજ્ઞાનનેજ પ્રાપ્ત કરે. જેથી મોક્ષપ્રાપ્તિના માટે વિચાર કર્યો પરતુ, 'ગજા વગરને હાલ મનોરથરૂપ જો" ગજા વગર એટલે શક્તિ વિના કેવલજ્ઞાન વા મોક્ષ પ્રાપ્તિઅર્થે કરેલ ધ્યાન તે કાર્ય પરિણામી ન થતા ભાવના પરિણામી થયું; અર્થાત્ મનોરથ વા ભાવનારૂપેજ થયુ

અહીં આ વાક્ય ઉપર દીર્ઘતાથી વિચાર કરવાની જરૂર છે. ૧૦ મી ગાથામા જણાવ્યુ છે કે—"ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો" સંસાર અને મોક્ષ બંનેમા સમભાવ વર્તે, સંસારની ઉપેક્ષા નહીં, અને મોક્ષની અપેક્ષા વા ઇચ્છા નહીં, એવી ક્ષાયિક સમકીતી અપ્રમત્ત યોગીની પરાકાષ્ટા સમભાવતા દર્શાવી છે, તો અહીં "એહ પરમપદ" એ ચરણમાં મોક્ષની પ્રાપ્તિ માટે ધ્યાન કર્યું. આ વાકયથી સમભાવને વિરોધ આવે છે, આ વિચારનું સમાધાન એજ હોઇ શકે છે કે ક્ષાયિક સમકીતી અપ્રમત્તયોગીને જ્ઞાન અને ચારિત્ર બંનેની ઉત્કૃષ્ટતા છે, જેથી અપ્રમત્તભાવમાં સંસાર-મોક્ષની ઉપેક્ષા—અપેક્ષાના દ્વંદ્વરહિત સમભાવ છે, પરંતુ અપ્રમત્તયોગી જ્યાંસુધી ક્ષપકશ્રેણીઆરૂઢ નથી ત્યાંસુધી અપ્રમત્તભાવ સ્થાયી

અવિચ્છિન્ન, વા અવિનાશી નથી પણ હાસ્યાદિ ષટક, સૂક્ષ્મવેદ, અને સંજ્વલનીય કષાય, જન્ય સૂક્ષ્મ પ્રમાદના પ્રારબ્ધોદયથી અપ્રમત્તભાવનું પરાવર્તન થઇ, પ્રમત્તભાવ સ્થિત બને છે. અપ્રમત્તયોગી ક્ષપક શ્રેણીએ ચઢી કેવલજ્ઞાન પ્રાપ્ત કરે ત્યારેજ અપ્રમત્તભાવ અવિનાશી હોય છે, પણ કેવલજ્ઞાન ન થાય ત્યાંસુધી તેનો કાલ'માન અંતરમૂહૂર્તનો છે, અર્થાત્ સૂક્ષ્મ પ્રમાદ પ્રારબ્ધોદયથી અંતરમૂહૂર્તમાં ચારિત્રસ્થિર'તાની મલીનતા વા મંદતા થવાથી પ્રમત્તભાવમાં આવવું થાય છે. અને જ્યાંસુધી હાસ્યાદિ ષટક વેદ અને સંજ્વલનીય કષાયની સૂક્ષ્મ પ્રકૃતિઓ સત્તાગત છે ત્યાંસુધી તે પ્રકૃતિ વિપાકોદય પરિણામી થતાં પ્રમત્તભાવનો આવિષ્કાર થાય છે, અને તે પ્રમત્તભાવમાં મોક્ષની ઇચ્છા એટલે વિકલ્પ વા આકુલતા નહીં, પરંતુ વિશુદ્ધિ, નિરાવરણતા, તથા વીતરાગતાદિ મોક્ષ ભાવોની વૃદ્ધિમાં શુદ્ધ મનની પ્રમનના વા આનંદવેદન થાય છે, અને તે આનંદવેદનરૂપ મોક્ષધ્યાન વા મોક્ષભાવના પ્રમત્તયોગીને સહજભાવે ક્વચિત સ્ફુરાયમાન થાય છે જેથી **"એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં"** એમ કહ્યું છે.

**શ્રીમાને** જણાવ્યું કે એ પરમપદ–મોક્ષનું ધ્યાન એટલે વિચાર વા ભાવના રૂપે ઉર્મીઓ ઉદભવી કેમકે હાસ્યાદિ ષટક, વેદ, અને સંજ્વલનીય કષાયની સૂક્ષ્મપ્રકૃતિ સત્તામાં છે ત્યાંસુધી સૂક્ષ્મ પ્રમાદ છે, અને જ્યાંસુધી સૂક્ષ્મ પ્રમાદ છે ત્યાંસુધી તેના ઉપશમમાં અપ્રમત્તયોગ, અને ઉદયમાં પ્રમત્તયોગ, એમ પ્રમત્તાપ્રમત્તની મિશ્રતા સાથેજ રહી છે. જ્યારે તે સૂક્ષ્મપ્રકૃતિનો સત્તાગત નાશ થાય છે ત્યારે'અપ્રમત્તભાવ અવિચ્છિન્નપણે ઉત્કૃષ્ટ પરિણામી થઇ ક્ષપકશ્રેણી આરૂઢ કરી કેવલજ્ઞાન મેળવે છે; પરંતુ પ્રમત્તાપ્રમત્ત ભાવની મિશ્રતા છે ત્યાંસુધી પૌદ્‌ગલિક 'ભાવસંબંધી ઇચ્છા વિકલ્પ કે આનંદ-થતાં નથી પણ પારમાર્થિક વિચાર, મોક્ષભાવના, વા વીતરાગતાજન્ય આનંદ પ્રમત્તયોગીને થાય છે. અને તે આનંદ-એજ

મોક્ષવિચાર વા મોક્ષધ્યાન છે. અપ્રમત્તભાવની ઉત્કૃષ્ટતા ન હોય ત્યાંસુધી તે આનંદનું વેદન ન્યૂનાધિકપણે થાય છે, અને જ્યારે તે પરમાનંદજન્ય આત્મસ્થિરતા વા અપ્રમત્તભાવ ઉત્કૃષ્ટપણે થય છે ત્યારે સૂક્ષ્મપ્રમાદજન્ય પ્રારબ્ધકર્મ-પ્રમત્તતાનો લય કરી, અપ્રમત્ત ભાવની પરાકાષ્ટા સ્થિત થઇ, ક્ષપક શ્રેણીએ ચડી, અનંતજ્ઞાનસ્વરૂપ કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે.

**શ્રીમાન્ રાજચંદ્રજી** પ્રમત્તભાવ મિશ્ર અપ્રમત્તયોગી હતા, જેથી તેમણે મોક્ષનું જે ધ્યાન કર્યું તે ઇચ્છા-વિકલ્પજન્ય ધ્યાન ન હતું, પરંતુ પ્રમત્તભાવજન્ય સહજ પ્રારબ્ધોદયથી સ્ફુરિત થએલ આનંદવેદનરૂપ હતું. સૂક્ષ્મપ્રમાદજન્ય પ્રારબ્ધકર્મ ક્ષય થયા વિના તે આનંદવેદન "ગજાગરને હાલ મનોરથ રૂપ જો" ક્ષપકશ્રેણીએ ચડી કેવલજ્ઞાન રૂપ કાર્ય કરિણામી ન થતાં, હાલે મનોરથ રૂપ એટલે ભાવનારૂપેજ રહ્યું. ગજાવગર એ શબ્દનો અર્થ શક્તિ-વગર એમ કરવાનો નથી, પણ સમય વા સંયોગ વગર કરવાનો છે. દીક્ષા લે છે ત્યારે તીર્થંકર ભગવાનને ચાર જ્ઞાન હોય છે. ક્ષાયિક સમકીત, ચાર જ્ઞાન તથા ઉત્કૃષ્ટ ચારિત્ર છતાં કોઇ તીર્થંકરદેવ દીક્ષા લીધા પછી અંતરમૂહૂર્તમાં કેવલજ્ઞાન પામે છે, અને કોઇ ૫-૫૦ હજાર વર્ષે કેવલજ્ઞાન પામે છે. ત્યારે અંતરમૂહૂર્તમાં કેવલજ્ઞાન પામનાર તીર્થંકરદેવ કરતાં હજાર વર્ષે કેવલજ્ઞાન પામનાર તીર્થંકર પ્રભુની શક્તિ વા જ્ઞાન કમ વા મંદ ન હતાં; બન્ને તીર્થંકરની ઉત્કૃષ્ટ જ્ઞાન વા શક્તિ હતી, પણ પ્રથમને હાસ્યાદિ પ્રકૃત્તિનો સત્તામાંથી જલદી ક્ષય થવાથી તરત કેવળજ્ઞાન થયું, અને જેને તે પ્રકૃત્તિનો સત્તાગત પ્રારબ્ધ વિશેષ હોય છે, તેને ઉપયોગ તથા સ્થિરતાથી વેદી ક્ષય કર્યા પછી કેવલજ્ઞાન થાય છે. ક્ષાયિક સમકીતી અપ્રમત્તયોગીની જે અનંત શક્તિ કહેલી છે તે અનંત શક્તિ, અંતરમૂહૂર્તમાં અનંત કર્માવરણોનો નાશ કરે એ હેતુ એ કહી

નથી, પણ ઘાતીકર્મજન્ય અનંત આવરણ પ્રારબ્ધમાં, જેના ઉપયોગની જાગૃતિ તથા આત્મસ્થિરતાનો અણુમાત્ર પણ આવરણ વા અંત ન આવે એ હેતુથીજ અનંતશક્તિઓ કહી છે. ભલે તે આવરણ કર્મનો અંતર્મુહૂર્તમાં નાશ કરે, વા હજાર વર્ષે નાશ કરે. કેમકે આવરણકર્મનું પ્રારબ્ધબલ, જે જે સ્થિતિ અને કાલપ્રમાણમાં હોય તેને આત્મસ્વરૂપનો અંત વા આવરણ ન આવે તેવી રીતે આત્મોપયોગ તથા સ્થિરતાથી નાશ કરવો એજ અનંત શક્તિનો રહસ્યાર્થ છે; અર્થાત્ અનંત શક્તિ એટલે અનંત પ્રકારની શક્તિઓ એમ નહીં પણ પોતાના સ્વરૂપનો અંત વા. આવરણ ન આવે તે રૂપ અનંતતા એજ અનંત શક્તિ છે. શ્રીમાન્ **રાજચંદ્રજી** મહાત્મા પણ ક્ષાયિક સમકીતી અને અપ્રમત્તયોગી હતા. તેઓ ક્ષપક શ્રેણીસ્થિત અપ્રમત્તસંયમી ન હતા, પણ પ્રમત્તભાવ મિશ્ર અપ્રમત્ત યોગી હતા, જેથી હાસ્યાદિ ષટ્ક વેદ અને સંજ્વલનીય કષાય પ્રકૃતિના સૂક્ષ્મ પ્રમાદજન્ય આવરણ કર્મનોલય આ જન્મમાં ન થવાથી, મોક્ષપ્રાપ્તિ માટે કરેલ ધ્યાન પ્રયત્ન, ક્ષપકશ્રેણી તથા કેવલજ્ઞાન કાર્ય પરિણામી ન થતાં, આનંદવેદક તથા સ્થિરતા વર્દ્ધક ભાવના પરિણામી થઇ પ્રમત્તભાવરૂપે રહ્યું હોય એમ બતાવે છે. અહિં વાચકવર્ગને પ્રશ્ન ઉઠશે કે **શ્રીમાન્ રાજચંદ્રજી** આત્મજ્ઞાની ક્ષાયિક સમકીતી અને અપ્રમત્તયોગી હતા તે શા કારણથી કહો છો? તેની સાબીતિ વા ખાત્રી શું? સમાધાન-શ્રીમાન્ પ્રત્યે મતાગ્રહતાથી દ્વેષ રાખતા કેટલાક સાધુઓ છે તેઓ પોતાના રાગાધભક્તો વા ભક્તાણીઓ પાસે ઉપાશ્રયના ખુણાઓમાં વા તેમના વાજીંત્રરૂપ કોઇ પત્રમાં ગમે તેમ બોલતા વા કલ્પના કરતા હશે, પણ નિષ્પક્ષપાતી, મધ્યસ્થ, વિદ્વાનો સમક્ષ ન્યાયભાવની તુલનાત્મક દૃષ્ટિથી **શ્રીમાન્** આત્મજ્ઞાની ન હતા પણ ખોટા ઢોળી વા ઢોંગી હતા એવું. એક પણ મતાગ્રહમોહાંધ સાધુ સિદ્ધ કરી શકયાજ.નથી

અસ્તુ તે ગમે તેમ હો. શ્રીમાન્ **રાજચંદ્રજી** મિથ્યાભિમાની વા પથમોહિત ન હતા પણ આત્મજ્ઞાની, ક્ષાયિક સમકીતી, અને અપ્રમત્તયોગી હતા, એ એમના પુસ્તકમાંથી ટાંકેલ નીચેનાં વાક્યો તથા કાવ્ય દોહરાથી સિદ્ધ કરીશ. વચક્વર્ગ નિષ્પક્ષપાતતા, મધ્યસ્થતા, સત્સાર્થી અને વિચારશીલતા, આ ચાર ગુણોથી શ્રીમાન્‌ના વચનામૃતો-વાક્યોનું અવલોકન કરશો તો સુગમતા અને સ્પષ્ટતાથી સત્ય સમજાશે.

**શ્રીમાન** પ્રણીત પુસ્તક **શ્રીમદ્ રાજચંદ્ર** પત્ર ૪૦ માં લખે છે કે "વીરસ્વામીનુ બોધેલુ દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી સર્વ સ્વરૂપ યથાતથ્ય છે એ ભૂલશો નહીં; જગતના સઘળા દર્શન એટલે મતની શ્રદ્ધાને ભૂલી જજે," (કેમકે આત્મા જૈન કે વેદાંત એવું કાંઇ નથી શુદ્ધ ચૈતન્ય સચ્ચિદાનંદ સ્વરૂપજ છે ત્યાં જૈન કે વેદાંતપણાની કલ્પના કરવી એજ અજ્ઞાન વા બંધન છે) "આ તમારા માનેલ મુરબ્બી માટે કોઇપણ પ્રકારે હર્ષ-શોક કરશો નહીં; તેની ઇચ્છા માત્ર સંકલ્પ વિકલ્પ રહિત થવાની છે, તેને અને આ વિચિત્ર જગતને કાઇ લાગતું વળગતુ કે લેવા દેવા નથી, એટલે તેમાંથી તેને માટે ગમે તે વિચારો બંધાય કે બોલાય તે ભણી હવે જવા ઇચ્છા નથી." "હું કોઇ ગચ્છમા નથી" પણ આત્મામાં છું એ ભૂલશો નહીં.

એ વાત સ્વીકારી છે, હવે છેવટની નિર્વિકલ્પ સમાધિ પામવી જે સુલભ છે "

પત્ર ૧૨૮—અમારા ઉપર તમારી ગમે તેવી ભક્તિ હો, બાકી સર્વ જીવોના અને વિશેષ કરી ધર્મજીવનના તો અમે ત્રણે કાળને માટે દાસજ છીએ "

પત્ર ૧૬ —એક પુરાણપુરુષ અને પુરાણ પુરુષની પ્રેમભક્તિ વિના અમને કાંઇ ગમતુ નથી, અમને કોઇ પદાર્થમા રૂચિ માત્ર રહી નથી, કંઇ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી વ્યવહાર કેમ ચાલે છે એનુ ભાન નથી, જગત્ શુ સ્થિતમા છે તેની સ્મૃતિ રહેતી નથી, શત્રુ મિત્ર કોઇમા ભેદભાવ રહ્યો નથી, કોણ શત્રુ અને કોણ મિત્ર છે તેની ખબર રખાતી નથી, અમે દેહધારી છીએ કે કેમ? તે સભારીએ ત્યારે માડ જાણીએ છીએ, "

પત્ર ૨૮૫—અમારા વિષે માર્ગાનુસારીપણુ કહેવુ ઘટતુ નથી. અજ્ઞાન યોગીપણુ તો આ દેહ ધર્યો ત્યારથીજ નહીં હોય, એમ જણાય છે સમકીતદષ્ટિપણુ તો જરૂર સંભવે છે. આત્મસિદ્ધિશાસ્ત્ર

દો. ૧૩૩—ગચ્છ મતની જે કલ્પના,
તે નહીં સદ્વ્યવહાર,
ભાન નહીં નિજ રૂપનું,
તે નિશ્ચય નહીં સાર.

દો. ૧૦૫—છોડી મત દર્શનતણો,
આગ્રહ તેમ વિકલ્પ,
કહ્યો માર્ગ આ સાધશે,
જન્મ તેહને અલ્પ.

ગ્રંથના ઉપસંહારમાં લખાણ વિશેષ થવાના ભયે વધારે પત્રોના મુદ્દાઓ ન આપતાં ઉપર આપેલ થોડાજ મુદ્દાઓથી **શ્રીમાન્ રાજચંદ્રજી** મિથ્યાત્વી, અજ્ઞાની, અભિમાની, વા પોતાનો મત ચલાવનાર મત-પંથ મોહિત ન હતા પણ નિરાગ્રહી, નિરાભિમાની ગચ્છમત પંથના બંધન વા મમત્વ જાળથી રહિત, સત્સ્વરૂપનો અનુભવ કરેલ, આત્મજ્ઞાની હતા પત્ર ૨૮૫ થી તો સિદ્ધ થાય છે કે જન્મથીજ જ્ઞાની હતા.

હવે ક્ષાયિક સમકીતી અને અપ્રમત્તયોગી હતા એ જણાવે છે.

પત્ર ૨૫૨—"અશરીરીભાવ (ક્ષાયિક સમકીત) આ કાલમાં નથી એમ અત્રે કહીએ તો આ કાલમા અમે પોતે પણ નથી એમ કહેવા તુલ્ય છે."

પત્ર ૨૬૪—"તીર્થંકરદેવનો મુખ્ય આશય તે પ્રાયે મુખ્યપણે અત્યારે કોઇને વિષે આ ક્ષેત્રે હોય તો તે અમે હોઇશુ એમ અમને દઢ રીતે ભાસે છે, કેમકે અમારૂ અનુભવજ્ઞાન તેનુ ફળ વીતરાગપણુ છે."

પત્ર ૨૬૬—"ધન્યરૂપ-કૃતાર્થરૂપ એવા અમે તેને વિષે આ ઉપાધિયોગ જોઇ લોકમાત્ર ભૂલે એમા આશ્ચર્ય નથી."

વળી તેઓશ્રી લખે છે કે 'અતી અખંડ ઉપયોગ જાગૃતિમય અપ્રમત્તદશાધારક કોઇ હોય તો તે આજ છે અને આ કાલમા બીજો શ્રીરામ છે."

કાવ્ય—ઓગણીસેંને સુડતાલીસે, સમકીત શુદ્ધ પ્રકાશ્યુ રે.

પત્ર ૨૪૫—"જગતમા કોઇ પણ પ્રકારથી જેની કોઇ પણ જીવપ્રત્યે ભેદદૃષ્ટિ નથી." પત્ર ૨૩૩—નિરંતર જેને અભેદધ્યાન વર્તે છે એવા બોધસ્વરૂપના યથાયોગ્ય વાચશો."

દોહરો—મારગ સાચા મિલ ગયા, છુટ ગયે સંદેહ;<br>
હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ.

આ પ્રમાણે અનેક પદ, વાક્યો અને પત્રોથી સિદ્ધ થયું છે કે **શ્રીમાન** આત્મજ્ઞાની, ક્ષાયિકસમકીતી, અને અપ્રમત્તયોગી હતા એ નિઃસંદેહ સત્ય છે. અને તેથીજ અપૂર્વ અવસર એ પદમાં પરમપદ-મોક્ષની પ્રાપ્તિ અર્થે સહજ સ્ફુરણાથી થએલ ભાવના વા ધ્યાનરૂપ પ્રયત્ન ક્ષપકશ્રેણી તથા કેવલજ્ઞાનનો ફુલદાયી થયો નહીં, તો પણ દ્રવ્યભાવનારૂપે થયો છે, જેથી નિષ્ફલ પરિણામી તો થયોજ નથી. એ નીચેના ચરણથી જણાશે. "**તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો.**"

"પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપજો;" **મહાત્માજી** જણાવે છે કે, મારા મનને દ્રઢ નિશ્ચય છે કે પ્રભુ આજ્ઞા એટલે અપ્રમત્તસંયમ અને વીતરાગભાવની રમણતા અને અનુભવથી તેજ સ્વરૂપ એટલે સંપૂર્ણ વીતરાગતામય મોક્ષસ્વરૂપસ્થિત અવશ્ય થાશું, કેમકે "જ્યાં શંકા ત્યાં ગણ સંતાપ, જ્ઞાન તહાં શંકા નહીં સ્થાપ;" જ્યાં અજ્ઞાન છે ત્યાંજ શંકા અને સંતાપ છે, પણ જ્યાં આત્મજ્ઞાન છે ત્યાં શંકા અને સંતાપનો અભાવ વા લય છે અને જ્યાં જ્ઞાન છે ત્યાં મોક્ષ વા સિદ્ધિ છે. પ્રભુ આજ્ઞા એટલે વીતરાગ સ્નેહભાવથી મોક્ષસ્વરૂપમય થશુજ એ દ્રઢના અનુમાનિક તર્કથી માન્યતારૂપ નથી, પણ અનુભવ જ્ઞાનથી નિઃશંકતારૂપજ છે, કેમકે "ધન્યરે દિવસ આ અહો," એ પદમાંજ મહાત્માશ્રી જણાવે છે કે.

**કેવલ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહ વિયોગ રે;**
તેમજ **અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષ રે,**
**તેથી દેહ એક ધારીને, જાશું સ્વરૂપ સ્વદેશ રે;**
ધન્યરે દિવસ આજ અહો.

આ વાક્યથી પણ સિદ્ધ થાય છે કે **શ્રીમાન્** ક્ષાયિક સમકીતી અને અપ્રમત્તયોગી હતા, અને તેથીજ એકાવતારી હતા, અર્થાત્ એક ભવ કરી મોક્ષે જશે. પ્રભુકૃપાથી તે સ્વરૂપ સ્થિત થશે એ

ત્રિકાળ સત્ય છે. કેમકે જે કારણ કાર્યપરિણામી થાય તેજ કારણ છે, અન્યથા મિથ્યા આભાસ છે. પ્રથમ ગુણસ્થાનકથી માંડી ૧૪ મા ગુણસ્થાનક પર્યંત વા મુમુક્ષુતાથી લઇ મોક્ષપર્યંતનો દશાલ વ કારણ-કાર્ય સ્થિત રહેલ છે, જેમકે મુમુક્ષુતા કારણ સમકીત કાર્ય, સમકીત કારણ પાંચમુ ગુણસ્થાનક તથા દ્રવ્યચારિત્ર કાર્ય, ૫ મુ ગુણસ્થાનક અને દ્રવ્યચારિત્ર કારણ; છઠુ ગુણસ્થાનક ભાવચારિત્ર કાર્ય. ભાવસંયમ અને અપ્રમત્તસંયમ કારણ તેમ ક્ષપકશ્રેણી કેવલજ્ઞાન વા મોક્ષ કાર્ય. અપ્રમત્તસંયમ તથા ક્ષાયિકસમકીત એ ક્ષપકશ્રેણી અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાનાં ઉત્કૃષ્ટ સાધન વા કારણ છે, તેથી તે દશા કેવલજ્ઞાનની સમીપ ભૂમિકા છે.

"કેવલ લગભગ ભૂમિકા સ્પર્શીને રહ્યુ વિયોગ રે;" કેવલ લગભગ ભૂમિકા એટલે સમીપદશા સ્થિત ક્ષાયિક સમકીત અને અપ્રમત્તસંયમ સુધીની દશાને અનુભવી, ક્ષપકશ્રેણી થયા પહેલાં દેહ-વિયોગ એટલે દેહાયુષ્યકર્મ ક્ષય થતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાનો અવકાશ ન રહ્યો. કેમકે શાસ્ત્રમાં એક સ્થળે વાકય લખ્યું છે કે-"દર્શનમોહ-નીય કર્મનો સત્તામાથી નાશ થયા પછી આયુષ્ય બંધાય નહીં" અર્થાત્ આવતા જન્મના આયુષ્યનો બંધ ન થયો હોય અને ક્ષાયિક સમકીત થાય તો, આજ ભવમાં કેવલજ્ઞાન થાય, પણ જો આયુ-ષ્યબંધ પહેલાં પડી ગયો હોય અને ક્ષાયિક સમકીત પછી થાય તો, ત્રણ ભવ કરવા પડે, એવુ શાસ્ત્ર કથન છે. એટલે જો પ્રથમ નરકાયુષ્ય વા દેવાયુષ્ય બાધ્યા પછી, ક્ષાયિક સમકીત થયુ તો આ ભવ, પછી નરક વા દેવનો ભવ, અને ત્રીજે મનુષ્યનો ભવ, એમ ત્રીજા ભવે મોક્ષે જાય અને જો પ્રથમ મનુષ્યાયુષ્યબંધ થયા પછી ક્ષાયિકસમકીત થાય તો એક આ ભવ, અને બીજે મનુષ્યભવ એમ બીજા ભવે મોક્ષે જાય, ક્ષાયિક સમકીતીને એકાવતારી કહ્યા છે તેનો આ આશય છે કે, આ ભવમાં ક્ષાયિક પામ્યો તે ભવ, બીજે વચમા

દેવ વા નરકનો, અને ત્રીજો મનુષ્યભવનો, જે ભવે મોક્ષે જાય તે ભવ તેને એકાવતારી કહે છે વા આ ભવમાં ક્ષાયકસમકીત થઇ, બીજો મનુષ્યનો ભવ થાય તેને એકાવતારી કહે છે. શ્રીમાન લખે છે કે, " અવશ્ય કર્મનો ભોગ છે ભોગવવો અવશેષ રે; " પૂર્વકર્મ વા સત્તાગતકર્મનો અવશેષ-બાકી રહેલ પ્રારબ્ધભોગ, ભોગવ્યાથીજ અવશ્ય ક્ષય થાય તેમ છે તેથી " તેથી દેહ એક ધારીને જાશું સ્વરૂપ સ્વદેશ રે; " એકજ જન્મ ધારણ કરી, સ્વરૂપ સ્વદેશ એટલે મોક્ષસ્વરૂપ સ્થિત અવશ્ય થાશું.

આ વાકયથી તથા " અપૂર્વ અવસર " એ પદની છેલ્લી ગાથાના ત્રીજા ચરણમાં જે લખ્યુ છે કે તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો, પ્રભુ આજ્ઞાએ, થાશુ તેજ સ્વરૂપ જો " મારા મનને નિશ્ચય છે કે મારી અનુભવેલી, તથા પ્રાપ્ત કરેલી જે વીતરાગતા તેથી મોક્ષસ્વરૂપ સ્થિત અવશ્ય થઇશ, એમ નિ:શંક ખાત્રી છે. આ પ્રમાણે પરમપદ સ્થિત થવાનો પરમકલ્યાણકારી અપૂર્વ અવસર કયારે આવશે ?

## વિવેચન સમાપ્ત.

## અંતિમ સુચના, ઉદ્દેશ, ક્ષમા અને આભારસ્વીકાર.

વાચકવર્ગ ! પરમકૃપાલુદેવ **શ્રીમાન્ રાજચંદ્રજી** પ્રણીત **" અપૂર્વ અવસર "** એ પદ ઉપર વિવેચન કરવાની ઘણા સમયની સંકલ્પીત થએલી દઢ ભાવના, સમયાવકાશ અને સ્થિરતાના અભાવે ફલદાયી થઇ શકી ન હતી, તે સદ્ભાગ્યોદયે જૈન યાત્રાનો અત્યુત્તમ અલભ્ય પ્રસંગ મળતાં, સમયાવકાશ, નિવૃત્તિ, અને સ્થિરતા, મળવાથી ફલપરિણામી થઇ, અને તેમ થવાથી વિવેચન લખવાના નિમિત્તે **શ્રીમાન રાજચંદ્રજી** જેવા પરમયોગી મહાત્માની સ્તવના તથા પરમકલ્યાણકારી **જૈનદર્શનની** અપૂર્વતા વા મહત્તા દર્શાવવા આ સદ્પ્રયત્ન કરી સદ્ભાગ્યશાળી થયો છું અને તેથીજ મારી ભાવના તથા જીવનની સફલતા માનું છું.

આ પદ ઉપર વિવેચન કરવા માટે અનેક સમાગમ પ્રસંગે પ્રેમ ભાવના અને લાગણી વધારનાર, વિચાર વિકાશ કરનાર, અને ઉત્સાહ પ્રેરનાર, કચ્છ–માંડવી નિવાસી હૃદયબંધુ શ્રીયુત દામજીભાઇ વચ્છરાજ પારેખ નથુભાઇ નેમીદાસ, તથા વાગડ–ભિમાસર (આ લેખકની જન્મ ભૂમિકા) નિવાસી મેતા વીરચંદભાઇ અમીચંદ વિગેરે સન્મિત્રો તથા આ પુસ્તક છપાવી બહાર પાડવા માટે આર્થિક સહાય આપનાર નારણપુર નિવાસી શ્રીયુત વાલજીભાઇ જેઠા તેમજ આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે છાપવાની સંમત્તિ આપનાર શ્રીયુત મનસુખલાલભાઇ રવજી (શ્રીમાનનુ પુસ્તક રજીષ્ટર કરાવેલ છે જેથી તેમાંથી કોઇપણ પત્ર કે કાવ્ય મનસુખલાલભાઇની સંમત્તિ વિના છાપી શકાય નહીં) વગેરેનો સહર્ષ આભાર માનવામાં આવે છે.

"અપૂર્વ અવસર" એ પદ તત્વજ્ઞાનની ગમ્ભીરતા અને પરમાર્થ માર્ગની અપૂર્વ ગૂઢ રહસ્યતાથી ભરપૂર હોવાથી વિષયની ગહનતા તથા અગમ્યતાને લઇ વિવેચન લખવામાં શબ્દ, ભાવ, તથા આશય વગેરેની ભૂલ રહી જવા સંભવ છે, જેથી શબ્દદોષ, તથા આશયદોષ માટે ક્ષમા યાચી વિરમુ છું. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ અંતિમ વંદન—

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણીત.
લી. સંતચરણોપાસક મુનિજય.

